જરથોસ્તી ધર્મ શિક્ષણમાળા—પુસ્તક ચોથું.

# જરથોસ્તી ધર્મનાં કામો અને ક્રિયાઓ




લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.





છપાવી પ્રગટ કરનાર

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી.





૧૯૨૩.

જરથોસ્તી ધર્મ શિક્ષણમાળા—પુસ્તક ચોથું.

# જરથોસ્તી ધર્મનાં કામો અને ક્રિયાઓ



લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.



છપાવી પ્રગટ કરનાર

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી

અને

જ્ઞાન ફેલાવનારી મંડળી.



૧૯૨૩.

આ પુસ્તક ધી જ. ન. પીટીત પારસી ઓરફનેજ કેપતન પ્રિન્ટીંગ
વર્કસ નં. ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઈમાં મી૦ મેહેરજી બી.
મીઠાઇવાલાએ છાપ્યું છે, અને જરથોસ્તી ધર્મ સંબંધી
કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળીના ઓ.
સેક્રટરી શમ્સ-ઉલ-ઉલમા ડા. જીવનજી જમશેદજી
મોદી, બી. એ., પીએચ. ડી , સી. આઇ. ઈ. એ
મંડળીને માટે પારસી પંચાયતની ઓફીસ,
નં૦ ૨૦૯, હોર્નબી રોડ, કોટ, મુંબઈ,
મધેથી પ્રગટ કીધું છે.

# ખુલાસો.

---

## જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી.

---

આપણા ટોળામાં ધર્મ સંબંધી કેળવણી આપવા અને જ્ઞાન ફેલાવવા માટે એક મંડળી, ઉપલે નામે, તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૦૩ ને દિને સ્થાપવામાં આવી હતી. એ મંડળીએ ધર્મ સંબધી કેળવણી આપવા માટે ચોપડીઓની હારમાળા લખવાને ઠેરવ્યું છે. તેમાંની પેહેલી ચોપડી "જરથોશ્તી ધર્મ સંબંધી પ્રશ્નોત્તર" એવે નામે પ્રગટ થઇ છે. તેની પેહેલી આવૃત્તિ ૧૦,૦૦૦ નકલ ખપી જવાથી બીજી આવૃત્તિ ૫,૦૦૦ નકલની બાહાર પાડવામાં આવી છે. બીજી ચોપડી, "જરથોશ્તી ધર્મની તવારીખ"ને નામે, અને ત્રીજી ચોપડી, "જરથોશ્તી ધર્મ-મત"ને નામે,

પ્રગટ કરવામાં આવી છે. એ દરેકની ૫૦૦૦ નકલો બાહાર પાડવામાં આવી છે. એ હારમાળાની આ ચોથી ચોપડી છે. એ ચોપડીઓ તૈયાર કરાવવા માટે એ મંડળીએ નેમેલી બુક–કમીટી હાલ નીચલા સભાસદોની બનેલી છે:—

શમસુલ ઓલમા દસ્તુર દારાબજી પેશોતનજી સંજાણા, બી. એ.

દસ્તુર કેખસરૂ જામાસ્પજી જામાસ્પઆશાના.

એરવદ એદલજી કેરસાસ્પજી આંટીઆ.

શેઠ પેસ્તનજી કુંવરજી મોટીવાલા, એમ. એ., એલ. એલ. બી.

એરવદ બહમનજી નશરવાનજી ધાભર, એમ. એ.

શેઠ રૂસ્તમજી કાવસજી પારખ.

શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ, એમ. એ.

શેઠ જીજીભાઈ પેસ્તનજી મીસ્તરી, એમ. એ.

ડા૦ માણેકજી બમનજી દાવર, એમ. એ., પી. એચ. ડી.

શેઠ સોરાબજી જમશેદજી બલસારા, એમ. એ.

શેઠ રતનજી ફરદુનજી ગોરવાલા, એમ. એ.

શેઠ અરદેશર ખરશેદજી વેસાવેવાલા, બી. એ.

શેઠ ખોદાબક્ષ એદલજી પુનેગર, બી. એ.
બાઈ ભીખાઇજી અરદેશર એનજીનીયર, એમ, એ.
ડા૦ જહાંગીર ખરશેદજી દાજી, એલ. એમ.
એન્ડ એસ.
શેઠ જહાંગીર જમશેદજી વીમાદલાલ, એમ.
એ., એલ. એલ. બી.
એરવદ પાલનજી દોરાબજી પાવરી, બી. એ.
એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.,
ઑ. સૅક્રેતરી.

એ કમીટીએ કારોબાર મંડળીની બાહાલીથી એ ચોપડીઓ લખવાનું કામ નીચલા બે ગ્રહસ્થોને સોંપ્યું છે:—

શેઠ સોરાબજી જમશેદજી બલસારા.
એરવદ જીવનજી જમશેદજી મોદી.

એઓમાંથી આ ચોપડી એરવદ જીવનજી જમશેદજી મોદીએ તૈયાર કીધી છે. તેનું લખાણ પેહેલ વેહેલે બુક-કમીટીના સઘળા સભાસદોમાં ફેરવવામાં આવ્યું હતું. ત્યાર પછી તે બુક-કમીટીની ૧૦ સભાઓમાં તપાસવામાં આવ્યું હતું. ત્યાર પછી તે કેટલાક ફેરફારો સાથે છપાવવામાં આવ્યું હતું. તેના

છાપેલા પ્રુફો દરેક સભાસદોને પોંહોચાડવામાં આવ્યા હતા. તેઓએ તે તપાસવા પછી બુક-કમીટીની બીજી ૧૧ સભાઓ મળી હતી. તે સભાઓમાં તે ઉપર ફરીથી વિચાર કરવામાં આવ્યો હતો.

એ ચોપડી તપાસનાર બુક-કમીટી, આપણા ભણેલા દસ્તુરો, એરવદો અને બેહદીનોની બનેલી છે. તે સાહેબોની બારીક તપાસમાંથી તે પસાર થઇ છે. માટે મંડળી આશા રાખે છે કે તે સર્વની પ્રસન્તા પામશે અને સર્વ જરથોશ્તી માબાપો આ પુસ્તક પોતાનાં કુટુંબમાં દાખલ કરી પોતાનાં બચ્ચાંઓને તેથી ધર્મ કેળવણી આપશે. જરથોશ્તી સ્કુલના વડા શિક્ષક સાહેબોને પણ કમીટી અરજ કરે છે કે તેઓએ એ ચોપડી પોતાની સ્કુલોમાં ધર્મ શિક્ષણ માટે દાખલ કરવી.

કમીટી હસ્તકની ચોપડીઓનાં લખાણની જોડાણી શુધ્ધ અને સરખી રહે તે માટે બુક કમીટીના એક સભાસદ શેઠ જીજીભાઇ પેસ્તનજી મીસ્તરી જે મેહેનત લે છે તે માટે તેવણ સાહેબનો ઉપકાર માનવામાં આવે છે.

આ ચોપડીની આ પહેલી આવૃત્તિની પાંચ હજાર નકલો છપાવવાનો ખરચ શેઠ કેકોબાદ હોરમ-

સજી રાવે પોતાના મરહુમ ફુવા શેઠ પેસ્તનજી દાજીભાઇ ઉનવાલાની અશો યાદમાં મંડળીને બખ્શેશ આપ્યો છે. તે માટે કારોબાર મંડળી તેમનો ઉપકાર માને છે, અને ઉમેદ રાખે છે કે બીજાં સખીવજુદ બાનુઓ અને ગ્રહસ્થો પણ એ શેઠને નેક પગલે ચાલી આવાં ભલાં કામને ઉત્તેજન આપવા બાહાર પડશે.

રોજ ૨૨ મો, માહ ૧૦ મો, શેહેનશાહી સને ૧૨૮૦.
તા૦ ૧ લી જુલાઇ ૧૯૧૧.

કારોબાર મંડળીના હોકમથી,
**જીવનજી જમશેદજી મોદી,**
ઑ. સૅક્રેતરી.

---

# બીજી આવૃત્તિનો ખુલાસો.

## જરથોશ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી.

આ ચોપડીની પેહેલે છપાવેલી ૫૦૦૦ નકલો ખપી જવાથી આ બીજી આવૃત્તિની ૫૦૦૦ નકલ છપાવી છે.

રોજ ૬ ઠો, માહ ૪ થો, શેહેનશાહી સને ૧૨૯૩.
તા૦ ૧૪ મી દીસેમ્બર ૧૯૨૩.

**જીવનજી જમશેદજી મોદી,**
ઑ. સેક્રેટરી.

# સાંકળ્યું.

## પ્રકરણ ૧ લું.

**ધર્મદાનથી કીધેલાં કામો. જેવાં કે લાયકને સખાવત, વિધવા, નાચારબેચાર, વિગેરેને સખાવત; જાહેર ઉપયોગનાં કામો—કુવા, તળાવ, દવાખાના; કેળવણીને લગતાં કામો; અને દખમાં, દરેમેહેર, આતશ આદરાન, આતશ બેહેરાંમ વિગેરે.**

## પ્રકરણ ૨ જું.

**ધર્મ-કોશેશથી કીધેલાં કામો—જેવાં કે ખર્ફસ્તર એટલે નુકસાનકારક જાનવરો મારવાં, ચોરો વિગેરેથી બચાવ કરવો; અશક્તોની સારવાર કરવી અને તેઓને બચાવવાં; માહાંની ચાકરી કરવી; જમીન, પાણી, હવા, આતશને નસા વિગેરે આલુદગીથી સ્વચ્છ કરવાં; ધર્મ બોધ આપવો ઈત્યાદી.**

## પ્રકરણ ત્રીજું.

**ધર્મ ક્રિયાનાં કામો. પાદ્યાબ કુસ્તી, નવજોત, લગ્ન, મરણ પછીની તન તથા રવાનને લગતી જરથોશ્તી દીનનાં ફરમાન પ્રમાણેની ક્રિયા, અને તેનો ખુલાસો અને સમજણ; અશો રવાન તથા ફરોહરની યાદ, ગાહમ્બાર, જશનો નવરોજ, જરથોશ્તનો જન્મ અને મરણ દિવસ વિગેરે.**

# ધર્મનાં કામો અને ક્રિયાઓ

## પ્રકરણ પેહેલું

"ધર્મદાનથી કીધેલાં કામો, જેવાં કે લાયકને સખાવત, વિધવા, નાચાર બેચાર, વિગેરેને સખાવત; જાહેર ઉપયોગનાં કામો—કુવા, તળાવ, દવાખાનાં; કેળવણીને લગતાં કામો, અને દખ્મા, દરેમેહર, આતશ આદરાન, આતશ બેહરામ વિગેરે."

---

## ધાર્મિક કામો

**આપણી દીનના પાયા સમાન ગણાતાં તત્વો.**—આપણી દીનના પાયા સમાન ગણાતાં તત્વો, નેક મનશ્ની, ગવશ્ની અને કુનશ્ની એટલે નેક વિચાર, વચન અને કામ છે. એ ત્રણમાં કુનશ્ની અથવા કામો, પેહેલાં બે—મનશ્ની અને ગવશ્ની એટલે વિચાર અને વચન—ને જાહેર પડતું રૂપ આપેછે.

એ ત્રણમાં અલબત્તે મનશ્નની પેહેલી છે. જો મન-શ્નની યા વિચારો ભલા રાખ્યા હોય તો ભલા શબ્દો બોલવાનો અને ભલાં કામો કરવાનો ઘણો સંભવ રહે છે. અલબત્તે કોઈ કદાચ, ભલો વિચાર રાખી કામ કરવા છતાં પણ, તે કામનું પરિણામ નજરે પડતી રીતે ખોટું યા માઠું આવે, પણ તેવી વખતે અહુરમજ્દ અપણી મનશ્નની તરફ, આપણા હેતુ તરફ જોઇ આપણાં કામનો તોલ કરે છે.

તેનો એક દાખલો નીચે મુજબ છે:

**મનશ્નની મુજબ કામોના તોળ બાબે વાર્તા.**—૧. કહેછે કે એક મુસાફર મુસાફરીએ જતો હતો. તે મુસાફરી કરતો કરતો તરસો થયો. તે એક પાણીના ચશ્મા આગળ પોતાની તરસ મટાડવા ઉભો રહ્યો. તે ઘોડા ઉપર સવાર થયલો હતો. ઘોડા ઉપરથી ઉતરી તેણે પોતા પાસે ઘોડાને બાંધવાની એક ખુંટી હતી તે જમી-નમાં દાટી, ઘોડાને તે વડે બાંધ્યો, અને પછી ઘોડાને દાનોપાણી આપી, પોતે તરસ મટાડી થાક લઇ પાછો પોતાની મુસાફરીએ જવા તૈયાર થયો. તૈયાર થઇ તેણે જમીનમાં દાટેલી પેલી ખુંટી ત્યાંજ એવા ભલા વિચારથી રેહવા દીધી કે 'એ અહિંજ રેહશે તો કોઇ બીજા ગરીબ મુસાફરને પોતાનો ઘોડો બાંધવા કામ

લાગશે.' એમ "હુમત" યાને સારો વિચાર કરી તે ત્યાંથી ચાલતો થયો. ત્યાર પછી એક બીજો મુસાફર ત્યાં આવ્યો. તે જરા બીજી બાજુ તરફથી ત્યાં આવ્યો, તેથી તેના ઘોડાને પેલી ખુંટીની ઠોકર લાગી અને તેને નુકસાન થયું. હવે પેલા પેહેલા મુસાફરે તો ભલા વિચારથી ખુંટી ત્યાં રેહવા દીધી હતી કે બીજા મુસાફરોને ફાયદો થાય, પણ તેમ થવાને બદલે તો આ બીજા મુસાફરને સામું નુકસાંન થયું. પણ તેમ છતાં આપણી સાધારણ અકકલ કબુલ કરે છે કે પેહેલા મુસાફરનું કામ તેની ભલી મનશ્નીને લીધે ઠપકા લાયક નહિ ગણાય. હવે પેલા બીજા મુસાફરને ઠોકર લાગવાથી તેણે તે ખુંટીને ત્યાંથી ઉખેડીને બાજુએ નાખી દીધી, એવી ભલી મનશ્નીથી, કે તે કોઇ બીજા મુસાફરને નુકસાન કરે નહિ. આ મુજબ બેઉ મુસાફરોએ એકેકથી ઉલટું કામ કીધું હતું. એકે ખુંટી મારી અને બીજાએ કાહડી નાખી. એમ એ બેઉ કામો ઉલટાં હોવા છતાં, બેઉના હેતુ ભલા હોવાથી, તે બેઉનાં કામો સ્તુતિપાત્ર ગણાય.

ત્યારે એજ મુજબ કોઇએ નઇએત અથવા હેતુ ભલો રાખ્યો નહિ હોય અને કોઇ કામ કર્યું હોય, એટલે "હુમત" યાને સારા વિચારથી કામ નહિ કર્યું હોય તે છતાં જો કોઇ સંજોગોથી તેનું પરિણામ

સારૂં આવે, તો તે માટે તે ધણીએ પોતેજ તે ભલું કામ કર્યું હોય એમ નહિ ગણાય. એ બાબે એક વાત નીચે મુજબ છે.

૨. કહેછે કે એક ધણી આગળ એક ભિક્ષુક ભિક્ષા માગવા આવ્યો. તેણે પોતાના ખીસામાં હાથ ઘાલ્યો કે તે ગરીબ ભિક્ષુકને બે દોહોડયાંનો એક ધબ્બુ આપે. તેમ આપતાં ધબ્બુને બદલે રૂપિયો નિકળ્યો અને તે તેણે પેલાના હાથમાં ભુલથી મુકયો. મુકયા પછી જોય છે તો રૂપિયો. ત્યારે તે બોલ્યો કે "ફિકર નહિ, જા, રૂપિયો લે, મને ધબ્બુને બદલે રૂપિયાનો સવાબ લાગશે." ત્યારે પેલા ભિક્ષુકે કહ્યું કે, "અલબત્તે, તુંને સવાબ લાગશે. તેં ધબ્બુ આપ્યો હતે તેનાં કરતાં મોટું મન દેખાડી રૂપિયો મારી પાસે રેહવા દીધો તે માટે વધુ સવાબ લાગશે. પણ તું ધારેછે તેટલો નહિ, કારણકે તારો હેતુ, તારી નઇએત, કંઇ રૂપિય નો સવાબ કરવાની નહિ હતી, પણ ફકત બે દોહોડયાંનો સવાબ કરવાની હતી, પણ મારાં નસીબ જોગે બે દોહોડયાંના ધબ્બુને બદલે રૂપિયો નિકળ્યો." આ વાર્તા પણ દેખાડે છે કે કામોનો આધાર મુખ્ય કરી "હુમત" અથવા નેક હેતુ, નેક મનશ્નની ઉપર રહે છે.

હવે એ મુજબ જોકે મનશ્નની ઉપર કેટલેક

હરજાજે ગવશ્નની અને કુનશ્નીનો આધાર છે, તોપણ મનશ્નની ઉપરજ આધાર રાખી આપણુ માણુસે બેસી રેહવાનું નથી, પણ આપણી મનશ્નીને રૂપ આપી તેનાં પરિણામ તરીકે આજુબાજુનાંઓનાં ભલાં માટે શુભ કામો કરી બતાવવાં જોઈએ. આપણો ધર્મ શિખવે છે કે એક માણુસે પોતે એક પ્રકારની નાકારસાજ નેકીઓ (passive virtues) થી સંતોષ પામી બેસી રેહવું નહિ. ભલો વિચાર કીધો, ભલા શબ્દો બોલ્યા તો બસ આપણી ફરજ બજાવી, એમ આપણે સંતોષ પામવાનું નથી. પણ આપણે એવી શાંત નેકીઓ સાથે ચપળ નેકીઓ (active virtues) દેખાડવી જોઈએ. ચપળ થઈ બીજાંઓને માટે ભલાં કામો કરવાં જોઈએ. એવાં કામો ખુદાતાલાની એક પ્રકારની સેવા સમાન છે. ધાર્મિક કામો કરવાં એ પણ ધર્મ પાળવાનો એક માર્ગ છે.

## સખાવત[1]

બીજાંઓનાં ભલાં માટે કરેલાં કામો સખાવત ગણાય છે. એ માટે આપણુને નીચે મુજબ ફર્માન છે;

---

(૧) આ બાબદની વધુ વિગત માટે જુઓ મારૂં પુસ્તક, "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો" (ભાગ ૧) પા. ૬૩-૭૧.

"ઓ જરથોશ્તી માજદયસ્નાનો! તમારા હાથો, પગો અને હોશિયારી મજબૂત રાખો; લાયક સ-વખતનાં ભલાં કામો કરવાને માટે, નાલાયક કવ-ખતનાં બુરાં કામો કરવાથી દૂર રેહેવાને માટે, અંહિ ભલો ઉદ્યોગ તમો કરો. તંગીમાં આવી પડેલાંઓને વગર તંગીનાં કરો."[1]

"યથા અહૂવર્યો" શબ્દોથી શરૂ થતી આપણી અહુનવરની જાણીતી બંદગીમાં આપણે વારે ઘડીએ ભણીએ છિએ કે "ક્ષથ્રેમ્ચા અહુરાઈ આ યિમ દ્રેગુબ્યો દદત વાસ્તારેમ."

અર્થઃ—'જે ગરીબોને પોષણ આપે છે તે અહુર-મઝ્દને પાદશાહી આપે છે" એટલે તે ખુદાનું વડ-પણ કબુલ રાખે છે.

વળી આપણા પેગામ્બરના ગાથામાં જણાવેલા આ જાણીતા શબ્દો છે કે

"ઉશ્તા અહ્માઈ યહ્માઇ ઉશ્તા કહ્માઇચિત"[2]

અર્થ—"સુખ તે ધણીને (મલે છે) કે જેનાથી બીજાઓને સુખ (મલે)" એટલે કે બીજાઓને સુખ આપવાથી આપણને સુખ પ્રાપ્ત થાયછે.

---

(૧) વીસ્પરદ, કરદો ૧૫, ફ. ૧. (૨) હા ૪૩, ફ. ૧.

**સખાવત એ અહુરમજ્દની સેવા—** આપણી જરથોશતી દીનની શિખવણી પ્રમાણે સખાવત કરવી, એ પણ એક જાતની અહુરમજ્દની સેવા કેહેવાય. આપણાં એક પેહેલવી[1] પુસ્તકમાં જણાવે છે કે પેગામ્બર જરથોશ્તે ખુદાતાલાને એક સવાલ પુછયો કે, "ઓ અહુરમજ્દ! તારી અને તારા અમશાસ્પંદોની અમો કેવી રીતે સેતાયશ કર્યે?" ત્યારે અહુરમજ્દે જવાબ દીધો કે:

"જે ધણી આ જેહાનમાં અહુરમજ્દને ખુશી કરવાને ચાહે છે તે અહુરમજ્દની પેદાયશની વૃદ્ધિ કરવાને ચાહે છે. તે ધણી, જેની સાથે અહુરમજ્દ હમેશાં (અથવા હર જગ્યાએ) હોય, તેને લાજમ છે કે તે ભલા આદમી ઉપર જે કંઇ વીત્યું હોય અથવા વીતે, તેમાં તેને (મદદ કરી) રાજી કરે, તેનાં સુખને માટે કામ કરે અને તેને બુરાંઓથી રક્ષણ આપે.[2]"

---

(૧) શાયસ્ત લા શાયસ્ત સાથે જોડાયલું પેહેલવી લખાણ.

(૨) મૂન દયન ગેહાંન ઓહરમજ્દ યજ્બમૂનેત શનાસીનીદન મનહરમી ઓહરમજ્દ કામે અપ્જૂન્તન. મૂન જ્ક અવાયદ મૂનશ ઓહરમજ્દ હમાએ પાન કોલા ગાસ લેવતમન ચેહવૂનેત ગબ્રા એ આહલોબન પવન કોલા મેમ ટીઅ મદ ઇકીમૂનેત વ કોલા મેપન અએત હન શનાસીનેત, આશ પવન રામેશ્ને હન વાદુનેત, અવશ મીન વતતરાંન (અદતરાન) પાનાકીઅ વાદુનેત.

વળી આપણાં એક બીજા પેહેલવી પુસ્તકમાં પણ જણાવે છે કે સખાવત કરવી એ અહુરમજ્દને રાજી રાખવાનો અને બેહસ્ત મેળવવાનો એક માર્ગ છે. ત્યાં એક સવાલ છે કે, "માણુસો સવાબના કેટલા માર્ગે અને સબએ બેહસ્તમાં વધારે પોંહોચે છે?" તેના જવાબમાં કહે છે કે:

"પેહેલો (માર્ગ) સખાવતનો સવાબ, બીજો રાસ્તી, ત્રીજો ઉપકાર, ચોથો સંતોષ, પાંચમો ભલાઓ સાથે નેકી કરવાની જરૂર અને સર્વ સાથે દોસ્ત થવું." (૧)

આ પુસ્તકમાં ત્યારે બેહુશ્ત પામવાના કેટલાક માર્ગોમાં સખાવતને પેહેલે મેલી છે.

**સખાવત એટલે શું?**—સખાવત એ અહુરમજ્દ તરફ આપણી મોહોબત પ્રગટ કરવાનો એક માર્ગ છે. સખાવત એ એક સદ્દગુણ છે, કે જે સદ્દગુણની બરકતથી આપણ અહુરમજ્દને સઘળી ચીજો

---

(૧) સવાલ—"અનથતાઆન પવન ચન્દ રાસ વ બહાને એ કેર્ફ વશ બેહેસ્ત વીશ યામતુનન્દ?"

જવાબ—"ફદુમ કેર્ફે રાદીહ, વ દેદીગર રાસ્તીહ, વ સેદીગર સેપાસદારીહ, ચેહારૂમ ખુસંનદીહ, પનજૂમ નીઓકી કર્દન આવાયસ્ત પવન શપીરાન, વ દૂસ્ત યેહવૂન્તન વલ કોલા અહશ," (મીનો ખેરદ બાબ ૩૭ ૬. ૧-૯).

કરતાં વધારે ચાહીએ છિએ, અને અહુરમજ્દના હોકમ પ્રમાણે, આપણા પાડોશીને, જેમ આપણે પોતે પોતાને ચાહીએ તેમ, ચાહીએ છિએ. દોલત અહુરમજ્દે નેમેલી એક ન્યામત છે, એક આશીર્વાદ છે. પણ સખાવત વગર તે અરધી ન્યામત છે. તે જાણે વગર કામની ન્યામત છે. ખરો ભાગ્યશાળી પુરૂષ તે, કે જે દોલત થોડી ધરાવ્યા અથવા નહિ ધરાવ્યા છતાં, તરેહવાર માર્ગે પોતાનાં તન, મન અને ધનથી સખાવત કરે. જે ધણી દોલત ધરાવે, પણ દોલતનો સમાર્ગે ઉપયોગ કરે નહિ, તે ધણી, દોલત ધરાવવા છતાં, ખરો ભાગ્યશાળી ન ગણાય. સખાવત અહુરમજ્દે નેમેલી ન્યામત છે, તે માટે આફ્રીનગાનમાં દુઆ દેવામાં આવે છે કે, "આ ઘરમાં સખાવત બખીલાઈને મારે."[૧]

અહુરમજ્દે જેઓને માટે જરનું કૌવત નેમ્યું હોય, તેઓ જો તે જરને ફકત પોતાની મોજ મજાહમાં વાપરે, અથવા વગર વાપરવે ફક્ત સંઘ્રી રાખે, તો તેઓ ગોયા પોતાની ફરજ ભુલે છે. તેઓ ગોયા પૈસા વગર ટવળતા ગરીબોનું સુખ છીનવી લેછે, અને તેઓની

(૧) વહુનીત અહિ ન્માને રાઇતિશ અરાઈતીમ. યજશ્ને, હા ૬૦, ૬. ૫,

રાહત લુટી લેછે. યજશ્નેમાં ગરીબો તરફ આવી ફરજ નહિ બજાવનારા કંજુસોને ચોર અને લુટારા વર્ગના ગણુવામાં આવ્યા છે. ત્યાં કહે છે કે, "જે ધણી સખી નહિ હોય, તેના ઉપર દુઃખ દરદો આવી પોંહોચે."[1] એવા કંજુસો (અરાઇતિશ) જાણે દુન્યાનો નાશ કરનારા (ગએથો મેરેનચ્યાન) છે.[2] આતશની નીઆએશમાં એક બાપ પોતાને ત્યાં જે સદગુણોવાળું ફરજંદ માગે છે, તે સદગુણોમાં એક સદગુણ લોકોને તંગીમાંથી છોડવવાનો છે.[3]

**સખાવત ઘરથી શરૂ**—સખાવતનો આ એક સોનેરી નિયમ છે કે, "તે ઘરથી શરૂ થવી જોઇએ."[4] દરેકે પોતાની શકિત પ્રમાણે પોતાના ગરીબ ખેશીઓ કે આડોશી પાડોશીઓને પેહેલે મદદ કરવી જોઇએ. પણ વળી યાદ રાખવું જોઇએ કે જો કે "સખાવત ઘરથી શરૂ થવી જોઇએ," એ કેહેવત ખરી છે, તોપણ સખાવત ત્યાંજ અટકવી ન જોઇએ. તમારાં કુટુંબનું ભલું કરવાની તમારી અગતની ફરજ

---

(૧) "યો......અરાઇતિવાઓ......તેમ અવિ ત્મએપાઓ પઇતિ યન્તુ." હા. ૬૫, ફ. ૮.

(૨) ફર્વર્દીન યસ્ત, ફ. ૧૩૭.

(૩) "આંજોબૃજીમ."

(૪) "અવ્વલ ખીશ બઆદ દર્વીશ."

છે. પણ તે ફરજ બજાવી ત્યાંજ અટકવું નહિ, પણ કુટુંબની બાહાર પણ મોહોતાજો તરફ નજર કરવી.

મોહોતાજોમાં વિધ્વાઓ અને માબાપ વિનાના ફરજંદોએ આપણું પેહેલું ધ્યાન ખેંચવું જોઇએ. એક સ્ત્રી, જેણીએ પોતાના પતિના પવિત્ર પ્યાર સાથ તેનો શીતલ છાંયો ખોહ્યો હોય, તેણીને તેણીના વિધ્વાપણાંમાં આશરો આપવો એ જરૂરનું છે. વળી એક ફરજંદ જેણે પોતાનાં માતપિતાનાં પ્રેમ અને પ્રિત સાથ તેઓનું રક્ષણ ખોહ્યું હોય, તેનો આપણી સખાવત ઉપર પેહેલો હક છે.

**સખાવત કરનારાઓની નજરે સખાવતના ત્રણ પ્રકાર**—"શેકન્દ ગુમાનીક વજાર" નામનાં આપણાં એક પેહેલવી પુસ્તકમાં ત્રણ પ્રકારની સખાવત જણાવી છે:

૧. વિચારથી કરેલી સખાવત

૨. વચનથી કરેલી સખાવત

૩. કામોથી કરેલી સખાવત.[1]

(૧) અહુરમજ્દને યાદ કરી આપણી આજુબાજુના ગરીબોનું સંકટ ટાળવા માટે મનમાં વિચાર કરી કોઇ યોજના રચવી, અથવા તેવી કોઇ યોજના માટે બીજા-

(૧) ૧. રાદીઅ પવન મીનશ્નીઅ. ૨. રાદીઅ પવન ગૂબશ્નીઅ. ૩. રાદીઅ પવન કૂનશ્નીઅ.

ઓને સલાહ આપવી, અથવા તેઓ સાથે ભેગા મળી વિચાર કરવો, એ વિચારની સખાવતના વધુ દાખલા છે.

૨. બે ભલા શબ્દો બોલી અજ્ઞાનોને જ્ઞાન આપવું, અથવા બોધના બે શબ્દો કેહેવા, એ વચનથી કરેલી સખાવતના દાખલા છે; અથવા બે મિઠા શબ્દો બોલી ગરીબોનાં સંકટ ટાળવા કાજે કંઈ નાણું એકઠું કરવું, અને તેઓને રાહત આપવી, અથવા બે સારા શબ્દો બોલી સુલેહ અને શાંતી ફેલાવવી, એ પણ "વચનની સખાવત" છે.

૩. કામની સખાવતના ઘણા પ્રકારો છે. આપણાં તન, મન અને ધનનાં બળથી આપણે બીજાંઓનાં ભલાં માટે ઘણાં ભલાં કામો કરી શકચે.

**સખાવત લેનારાઓની નજરે સખાવતના બે પ્રકારો**—સખાવતના ઉપલા ત્રણ પ્રકારો સખાવત કરનારાઓની નજરથી છે. પણ જેઓ માટે આપણે સખાવત કરિએ તેઓની નજરે જોતાં સખાવતના બે પ્રકારો છે. આપણા વિચાર, વચન, અને કામની સખાવતથી આપણે બીજાઓનું બે પ્રકારે ભલું કરી શકચે. એટલે સખાવત, તેથી થતા ફાયદાના સંબંધમાં, બે પ્રકારની છે:

૧. સંકટ અટકાવનારી
૨. સંકટનો ઉપાય કરનારી.

હવે પેલી કેહેવત કે, "ઉપાય કરતાં અટકાવ

સારો" (Prevention is better than cure), તે મુજબ, આ બેમાંથી પેહેલી સખાવત ચહડતા પ્રકારની છે. દાખલા તરીકે ગરીબોને માટે એક હોસ્પીતલ સ્થાપવી, કે જ્યાં તે બીમારાંઓનાં દુઃખ દરદોની સારવાર થાય, એ અલબત્તે, એક ભલી સખાવત છે. પણ એના કરતાં ચહડતા પ્રકારની સખાવત તેઓ માટે સુખશાન્તીનાં સાધનો—જેવાં કે રેહેવાનાં મકાનો, ફરવા હરવાની જગ્યા, કસરતની જગ્યા વિગેરે—પુરાં પાડવાની છે, કારણ કે એ પાછલા પ્રકારની સખાવતથી તેઓ ઉપર બીમારી વિગેરે સંકટો આવી પડવા સામે અટકાવ થાય છે.

ગરીબોને અન્નદાન અને વસ્ત્રદાન આપવું એ અલબત્ત એક ભલી સખાવત છે. પણ તે બીજા પ્રકારની સખાવત છે. એના કરતાં ચહડતી પેહેલા પ્રકારની સખાવત આ છે કે તેઓ માટે કેળવણીનાં, એલમ હુન્નરનાં, ધંધોધાપો શિખવાનાં અને તેઓને ધંધોધાપો મળે તેમ કરવાનાં સાધનો પુરાં પાડવાં. આ પાછલી સખાવતથી તેઓમાં ગરીબી પેસવા થતીજ અટકે છે. તેઓ પોતે પોતાને મદદ કરવાને શકિતવાન થાય છે.

સખાવતમાં બે અગત્યની બાબદો—વળી કોઇ પણ પ્રકારની સખાવત કરતાં હમેશાં બે બાબદ ધ્યાનમાં રાખવી. ૧. એક આ, કે જે પણ સખાવત કરવી

તે વખતસર તુરત (રથ્વ્યનાંમ)[१] કરવી. ઢીલમાં રાખી કવખતે (અરથ્વ્યનાંમ)[१] નહિ કરવી. વખતસરની સખાવત મુશ્કેલીને બેવડી ટાળે છે. એ બાબે આ જાણીતી કેહેવત છે કે "જે વેહેલું આપે તે બેવડું આપે."[२]

૨. બીજું આ, કે સખાવત લાયક રીતે અથવા લાયકોનેજ (હાઇત્યનાંમ)[१] કરવી. નાલાયક રીતે અથવા નાલાયકોને (અહાઇત્યનાંમ) નહિ કરવી.

**સખાવતના બીજા બે પ્રકારો**—સખાવત લેનારાઓના સંબંધમાં સખાવતના બીજા બે પ્રકારો છે.[३]

૧. એક તે સખાવત કે જેથી માણસોનાં મનને યા તેઓનાં રવાનને રાહત થાય.

૨. બીજી તે સખાવત કે જેથી માણસોનાં તનને, તેઓનાં શરીરને રાહત થાય.

---

(૧) વીસ્પરદ, કર્દો ૧૫, ફ. ૧.

(૨) Bis dat qui cito dat, *i. e.*, He who gives promptly gives twice as much.

(૩) રાદીઅ હના મૂન બાહરે તન મિન તન વ બાહરે રોઆન મિન રોઆન લખ્આર લા વાહૂનેત. ( ગંજે શાયગાંન. )

**અર્થ**—સખાવત આ રીતે છે કે શરીરના ભાગને શરીરથી અને રવાનના ભાગને રવાનથી બાજે રાખે નહિ.

પેહેલા પ્રકારની સખાવતમાં નીચલી મુખ્ય છેઃ

૧. અજ્ઞાનોને કેળવણી આપવી.

૨. ગુનેહગારોને સુધારવા.

૩. જેઓને જોઇએ તેઓને સારી સલાહ આપવી.

૪. દુખીઆંઓને દીલાસો દેવો.

૫. બીજાંઓ તરફથી પડતાં દુઃખો, કીનો લેવા વીના સબુરીથી ખમવાં.

૬. જીવતાં અને ગુજરેલાંઓ માટે અહુરમજદને યાદ કરી ભલા વિચારો કરવા.

બીજા પ્રકારની સખાવતમાં નીચલી મુખ્ય છેઃ

૧. ભુખ્યાંઓને અન્ન અને તરસ્યાંઓને પાણી પુરૂં પાડવું.

૨. બેગાના યા મુસાફરોને આસરો આપવો.

૩. વસ્ત્ર વગરનાંઓને વસ્ત્ર આપવું.

૪. બીમારોની સારવાર કરવી.

**સખાવત કયારે કરવી ?**—હવે પૈસાની સખાવત કરનારાંઓમાં દરેક આદમીએ, પોતાની બનતી શકિત પ્રમાણે, પોતાથી બનતી હદમાં, સખાવત,

બનતાં સુધી પોતાની જીંદગીમાંજ કરવી, પોતે હાથે જાતે કરવી. કોઈ પોતા પાછળ કોઇ બીજાને ફરમાવે કે તે ધણી તેને નામે સખાવત કરે તો તેથી તે પોતાની સખાવતની કીમત ઓછી કરે છે. પોતાની જીંદગીમાંજ તે પોતે કઇ આપે તો તેમાં એક જાતનો પોતાના સ્વાર્થનો ભોગ (Self-secrifice) આપેલો ગણાય. પોતાની પાછળ સખાવત કરવાનું ફર્માવી જવાથી તેઓએ ભોગ આપેલો ગણાય નહિ. દાખલા તરીકે એવું ધારો કે, બે જણ—"ક" અને "ખ"—પાસે રૂ. ૨૦,૦૦૦)ની દોલત છે. તેમાંથી "ક" પોતાની જીંદગીમાં પોતે હાથે જાતે રૂ. ૧૦,૦૦૦) ગરીબોને મદદ કરવા માટે આપે છે; અને બીજો ધણી "ખ" પોતાની જીંદગીમાં કંઇ આપતો નથી, પણ પોતે પોતાનાં વસિયતનામામાં ફર્માવી જાય છે કે, તેનાં મરણ બાદ, રૂ. ૧૦,૦૦૦) સખાવતમાં આપવા. હવે આ દાખલામાં જોકે બેઉ જન તરફથી એક સરખી કીમતની સખાવત થાય છે, તોપણ પેહેલા ધણી "ક"ની સખાવત ચહડતી, ઘણી ઉત્તમ પ્રકારની છે. તે પોતાની રૂ. ૨૦,૦૦૦) ની દોલતમાંથી ફક્ત રૂ. ૧૦,૦૦૦) ની દોલતનોજ પોતે પોતાની જીંદગીમાં ભોગવટો કરી, રૂ. ૧૦,૦૦૦) આપી દે છે. તે પોતે ચાહાતે તો તે રૂ. ૧૦,૦૦૦) પોતા પાસે રાખી તેનાં

વ્યાજમાંથી વધારે રાહત, આરામ, મોજમજાહ મેળવી શકતે. પણ નહિ. તે પોતાની રાહતનો ભોગ આપી બીજાંઓનાં ભલાં માટે તે આપી દે છે. પણ પેલો બીજો ધણી "ખ" તો તે રૂ. ૧૦,૦૦૦) પોતાની આખી જીંદગી સુધી પોતા પાસે રાખી તેનાં વ્યાજના ભોગવટામાંથી વધારે આરામ, રાહત, મજાહ ભોગવે છે, અને પોતાનાં મરણ પછી, જ્યારે તેના પૈસા તેને પોતાને કંઈ કામ નહિ લાગે, ત્યારે તે બીજાઓના ફાયદા માટે આપી જાય છે. તે મરણ પામ્યો કે તુરત તેની દોલત તો તેના વારસોની ગણાય. ત્યારે એક રીતે તે, જે પોતાનું નહિ તે, એટલે કે જે પોતાના વારેસનું તે, સખાવતમાં આપી જાય છે. એક રીતે તે જાણે પારકે પૈસે સખાવત કરે છે.

**જીંદગીમાં પણ સખાવત જલદી કરવી**-- હવે જેઓ પોતાની જીંદગીમાં પોતાને હાથે જાતે સખાવત જલદીથી જવાન ઉમ્મરે કરે, તેઓ જેઓ મોટી ઉમ્મરે સખાવત કરે, તેઓનાં કરતાં ચહડતાં પ્રકારની સખાવત કરનાર ગણાય. ઉપલાંને મળતોજ દાખલો એ બાબદ સારી રીતે સમજાવે છે.

એવું ધારો કે બે ધણી—"ક" અને "ખ"— જેઓની ઉમ્મર ૩૦) વર્ષની છે, તેઓ દરેક જન પાસે રૂ. ૨૦,૦૦૦) ની દોલત છે. બેઉ જન તેમાંથી

રૂ. ૧૦,૦૦૦) સખવતમાં આપવાનો વિચાર કરે છે. પેહલો ધણી "ક" તુરત તેજ વખતે (પોતાની ૩૦ વર્ષની જવાન ઉમ્મરે) તે રકમ સખાવતમાં આપી દે છે. બીજો ધણી "ખ," "આજે આપું, કાલે આપું," એમ કરી કેટલાંએક વર્ષો ગાળી વિચાર કરવા પછી, ૨૦) વર્ષ પછી એટલે ૫૦) વર્ષની ઉમ્મરે આપેછે. હવે જોકે બેઉની સખાવત એકસરખી રકમની (રૂ. ૧૦,૦૦૦ની) છે, તોપણ ખરૂં જોતાં પેહેલાં ધણી, "ક"ની સખાવત, બીજા ધણી "ખ"ની સખાવત સાથે સરખાવતાં ચહડતા પ્રકારની, લગભગ બેવડી કીમતની છે. પેહેલો ધણી "ક," ૩૦) વર્ષની જવાન વયે, મોટું દિલ દેખાડી, પોતાનાં રાહત અને સુખનો જરા ભોગ આપી તે રકમ તુરત આપી દે છે. તે બીજાં ૨૦) વર્ષ રહીને રૂ. ૧૦,૦૦૦) આપતે, તો તેટલી મુદતમાં, દર સેંકડે ૫) ટકા પ્રમાણે સાદું વ્યાજ ગણુતાં, ૨૦) વર્ષમાં તેને રૂ. ૧૦,૦૦૦) ની રકમ ઉપર રૂ ૧૦,૦૦૦) વ્યાજ મળતે, કે જે પેલા "ખ" ધણીને, તેણુ તે રકમ પોતાની પાસે રાખેલી હોવાથી ૫૦) વર્ષની ઉમ્મરે મળેલું હોવું જોઇએ. ત્યારે "ક" જે ૩૦) વર્ષની ઉમ્મરે રૂ. ૧૦,૦૦૦) આપે છે તે "ખ" સાથ સર-

ખાવતાં, ખરૂં જોતાં રૂ. ૧૦,૦૦૦) આપતો નથી, પણ રૂ. ૨૦,૦૦૦) આપે છે, એટલે "ખ" કરતાં બેવડી સખાવત કરે છે.

આપણાં એક પુસ્તકમાં જે કેહે છે, કે સવાબનાં કામ જેમ જલદીથી કર્યાં હોય તેમ જાણે વ્યાજ સાથે વધે છે તે એ દાખલા ઉપરથી બરાબર દિસે છે.[1]

દોલત જ્યારે ખરી રીતે વપરાય ત્યારેજ દોલત ગણાય, નહિ તો કાંકરા બરાબર ગણાય. આપણી ગોસ્તે ફ્રયાંન નામની પેહેલવી ચોપડીમાં ગોસ્તે ફ્રયાંનને સવાલ કરવામાં આવે છે કે.[2]

"તું ગોસ્તે ફ્રયાંન માટે કેટલી દોલત છે?"

---

(૧) "મિન જક ં અમત કેર્ફ્ બરા વલ રોબાકીઅ યામ્તુતેત અશ હયન વલ અફ્જાયસ્ને ઇસ્તેત વદ અમત જીવન્દે." દાદેસ્તાને દીની, પુર્સશ, ૯.

**અર્થ**—જ્યારથી સવાબ ચાલુ થાય છે ત્યારથી જ્યાં સુધી (તે માણસ) જીવતો હોય ત્યાં સુધી તે વધારામાં રેહે છે (એટલે વધતો જાય છે.)

(૨) ગોસ્ત ફ્રયાંન બાબ ૩, ફ. ૯૫—૯૬.

**સવાલ,**—"લક ગોસ્તે ફ્રયાન રાએ ખ્વાસ્તે ચન્દ અએત?"

**જવાબ,**—"લે રાએ ખાસ્તે સે અએત. અયોક જક ઈ વસ્તમૂનમ વ અયોક જક ઇ પતમૂજુમ વ અયોક જક ઇ વલ દર્વુશાન વ અર્જાનીગાન યેહબુનમ."

ગોશ્તે ફ્રયાંન તેનો જવાબ દે છે કે:

"મારે માટે દોલત ત્રણ છે. એક તે કે જે મેં ખાધી. એક તે કે જે મેં પેહેર્યું ઓઢયું. એક તે કે જે મેં ગરીબોને અને લાયકોને બખ્શેશ આપી."

ગોશ્તે ફ્રયાનના એ સવાલ જવાબ મુજબ એક કંજુસ માણુસની દોલત જાણે કાંકરા સમાન છે.

આપણાં લગ્નના આશીર્વાદમાં અને આપણી આફ્રીનમાં એ સબબે દુઆ દેવામાં આવે છે કે, "રાદ બેદ ચુન તીશ્તર" એટલે "તીશ્તરના જેવા સખી થજો." એવીજ બીજી દુઆ લગ્નના આશીર્વાદમાં દેવામાં આવે છે કે, "દેહાદ દહેશની દાદાર અહુરમજ્દ......તીર રાદી રવાઈ" એટલે "દાદાર અહુરમજ્દ તીરથી સખાવતનું તમને બખ્શવું કરે." તીશ્તર તીર વર્ષાદ ઉપર મવક્કલ છે. વર્ષાદ સઘળે વરસે છે અને લીલાલેહેર કરે છે. તેથી આ ફકરામાં સખાવતને તીર યજદના વર્ષાદ સાથ સરખાવી છે.

**સખાવત કેવી રીતે કરવી?**—સખાવત કરવા બાબે એક લખનાર નીચલી રીતિઓ જણાવે છે તે ધ્યાન પુગાડવા જોગ છે:

૧. સખાવત તુરત કરવી.

એ બાબે આપણે ઉપર એશારો કીધો છે. એક માણસને જરૂર હોય તે વખતે તુરત તેને મદદ આપવાથી તેની બેવડી અસર થાય છે. તેને જરૂર હોય તે વખતે તુરત મદદ નહિ કરો, પણ મદદ ઢીલમાં રાખો તો તેનું દુ:ખ ઘણું થાય. ત્યારે તે બમણાં દુ:ખને ટાળવા કાજે બમણી મદદ કરવાની જરૂર પડે. માટે સવખતે કરેલી સખાવત બેવડી કીમતની ગણાય છે.

૨. સખાવત રાજીખુશીથી કરવી. સખાવત કોઇનાં માંગવા વગર કરવામાં તે સખાવત લેનાર અને આપનાર બેઉને શોભાભર્યું છે.

૩. સખાવત ફક્ત નામને ખાતર નહિ પણ ખરી દિલસોજીથી કરવી. એવી સખાવત બેવડી અસર કરે છે. બીજાંઓના દુ:ખમાં દિલસોજી દેખાડવી એ પોતે પણ એક જાતનું સખાવતી કામ છે. માટે તેવી દિલસોજી સાથની સખાવત બેવડી ફાયદાભરી છે.

૪. સખાવત નમનતાઇ (humility) સાથે કરવી. આપણા પાસે જે છે, તે તે દાદરનુંજ આપેલું છે. આપણુ સર્વ તે દાદારનાંજ બચ્ચાં છિએ. માટે આપણે આપણા ગરીબ માણસ ભાઇબંધોને આપ્યે છિએ તે આપણુ સર્વના બાપે આપણુને જે આપેલું, તેજ આપણે તેનાં બીજાં બચ્ચાંઓને યાને આપણા

ભાઇબંધોને આપ્યે છિએ. કોઇ ઉપર ઉપકાર કર્યે છિએ, એવા વિચાર વગર નમનતાઇથી ઉપલા વિચારો સાથે કરેલી સખાવત, તે દાદાર, જેણે આપણને સખાવત કરવાને શકિતવાન કીધા છે, તેનો ઉપકાર માનવા બરાબરની છે.

૫. સખાવત સકમાઈની હોવી જોઇએ એટલે કે તે હલાલ મેહેનતે મેળવેલા પૈસાથી કરવી, હરામ રીતે યા અપ્રમાણિક રીતે મેળવેલા પૈસાથી કરેલી સખાવતનો સખાવત કરનારને જસ મળે નહિ.

૬. સખાવત તપાસીને અને પિછાંનીને કરવી, એટલે તે જરૂર જેટલી લાયકોને કરવી, નલાયકોને નહિ; અને લાયક રીતે કરવી, નાલાયક રીતે નહિ. દાખલા તરીકે એવી લાયક રીતે કરવી કે લેનારનું સ્વતંત્રપણું છીનવી લેવાય નહિ અને તે પોતે તે સખાવતનો લાભ ભોગવી પોતાની સ્વતંત્રતા જાળવી રાખી પોતાનું કામ કરતો રેહે.

**સખાવત નિમક સમાન**—આપણી મીનોખેરદમાં કહે છે કે "ખુશકારક દોલત તે, કે જે નેક માર્ગે ખરચાય." એનેજ મળતા શબ્દો એક તવંગર માબાપની ગરીબી હાલતમાં આવેલી છોકરીએ કહ્યા હતા કે, "જેમ નિમક ખાણાંને લેહેજત આપે છે તેમ

સખાવત દોલતને લેહેજત આપે છે." તે છોકરીનાં માબાપ એક વખત તવંગર હતાં. તેઓની દોલત સઘળી જતી રહી, ત્યારે તે છોકરી ભીખ માગવા નિકળી. ત્યારે કોઇએ તેણીને ભીખ માગવા નિકળવાનો સબબ પુછતાં, તેણીએ કહ્યું કે, "જેમ નિમક વગરની ચીજો લાંબો વખત રેહેતી નથી, પણ બોગડી જાય છે, તેમ સખાવત, જે નિમકની મિસાલે છે, તે વિનાની દોલત રેહેતી નથી, પણ બરબાદ થઇ જાયછે. તે મિસાલે મારા બાપદાદાની દોલત, જે સખાવત વિનાની હતી, તે બરબાદ થઇ ગઇ છે." આ ઉપરથી આ કેહેવત સમાન શબ્દો છે કે, "સખાવતનું નિમક દોલતને સ્વચ્છ રાખે છે."[1]

**ધનની સખાવતથી કરવામાં આવતાં જાહેર ઉપયોગનાં કામો**--આપણે ઉપર કહ્યું કે સખાવતનાં કામો એક માણસ પોતાનાં તનનાં જોરે, યા પોતાનાં મનનાં જોરે, યા પોતાનાં ધનનાં જોરે કરે. એ ત્રણમાં સખાવતનાં તે કામો, જે ધનનાં જોરે કરવામાં આવે છે, તેનો વિચાર આપણે કર્યે. ધનનાં જોરે—પછી તે ધનનાં જોરમાં ગરીબો પણ, પોતાના રૂપિયા નહિ તો

(૧) " It is the salt of charity that keeps riches pure."

આના, અથવા આના નહિ તો ૫ વટીક આપી શકે—થતાં જાહેર ઉપ્યોગનાં કામો જુદા જુદા પ્રકારનાં હોય છે. તેઓમાં કેટલાંકો ગરીબોનાં અથવા હાજતમં-દોનાં શરીરને રાહત આપેછે અને કેટલાંકો તેઓનાં મનને રાહત આપે છે. એ બાબે આપણે આગળ ટુંકમાં એશારો કીધો છે.

તન અથવા શરીરને રાહત આપનારાં જાહેર ઉપ્યો-ગનાં કામોમાં નીચલાં મુખ્ય છે:

કુવા તળાવો.
દવાખાનાંઓ.
હોસ્પીતલો.
કસરતશાળાઓ.
હવા ફેરબદલ કરવાની જગ્યાઓ (સેનેટેરીયમો)
મુસાફરો માટેની ધર્મશાળાઓ.
ફરવા હરવાના જાહેર બાગો યા ચોકો.
સુખશાન્તીવાળાં રેહેવાનાં મકાનો.

એઓમાંથી થોડાંક મુખ્ય જાહેર ઉપ્યોગનાં ધર્મનાં કામોનો આપણે વિચાર કર્યે અને જોઇએ કે જરથોશ્તી ધર્મ પુસ્તકોમાં તેઓને કેવા પ્રકારનાં ગણ્યાં છે.

કુવા તળાવો ખોદાવવા, એ પુણ્યનું કામ—જ્યાં પાણી નહિ હોય ત્યાં પાણી પોંહોંચાડતું

કરવું—દાખલા તરીકે, કુવા, તળાવો, નેહેરો વિગેરે ખોદાવવા,—એ જરથોશ્તી ધર્મ પુસ્તકોની શિખવણી પ્રમાણે એક ભલું સખાવતી કામ છે.[1] વંદીદાદમાં કેટલાંક ભલાં કામો જણાવ્યાં છે કે જેથી જમીનને ખુશાલ થતી જણાવી છે. નિર્જીવ જમીનને એમ અલંકારીક રીતે જે ખુશી દેખાડતી જણાવી છે, તે ખુશી ગોયા અહુરમજ્દની છે, એટલે અહુરમજ્દ તેવા પ્રકારનાં કામોથી પોતે ખુશી થાય છે.

ખુશાલ જગ્યાઓ તરીકે તે જગ્યાઓ જણાવી છે કે જ્યાં ખેતી થાય, જ્યાં પાણી ન હોય ત્યાં પાણી પુરૂં પાડવામાં આવે, જ્યાં ભીનાશ હોય ત્યાંથી ભીનાશ દૂર કરી જગ્યાને સુક્કી બનાવવામાં આવે. એ સબબે ગરીબ ખેડુતને મદદ કરવી, એ અહુરમજ્દને રાજી રાખનારૂં કામ છે. જ્યાં કુવા તળાવ નહિ હોય, અને તેથી પાણીની તંગી હોય, ત્યાં કુવા તળાવ બંધાવી આપવા, કે તેથી ખેતી વિગેરેની આબાદી થાય, એ એક ભલું કામ છે.

તેજ મુજબ કોઇ ગામ યા શેહેરમાં માણસોને ખેતીનાં કામ ઉપરાંત પીવાનાં પાણીની પણ તંગી હોય તો તે તંગી દૂર કરવામાં મદદ કરવી, અને તે

(૧) વંદીદાદ ફર્ગર્દ ૩.

કાજે કુવા, તળાવ યા પાણીનાં એવાં બીજાં બાંધકામો પુરાં પાડવાં, એ અહુરમજ્દને રાજી રાખનારૂં કામ છે, જે કરવાને એક જરથોશ્તી બંધાયલો છે.[1]

**દવાખાનાંઓ, હોસ્પીતલો, સેનીતેરીયમો**—ગરીબોને રાહત આપનારાં જાહેર ઉપયોગનાં બીજાં કામો, તે દવાખાનાંઓ, હોસ્પીતલો અને હવા ફેરબદલ કરવાનાં મકાનો બાંધવાનાં કામો છે. ગરીબો બિમારીથી સબડયા કરે, અને તેમ સબડી પોતાનું અને પોતાને આધારે પડેલાં જન ફરજંદોનું પાળણુ કરવાને શકિતવાન ન થાય, તો તેવે વખતે તેઓને મદદ કરવી, એ પુન્યનું કામ છે. તેઓને તેવે વખતે અન્ન, વસ્ત્ર વિગેરેની મદદ કરવી, એ ભલું કામ છે. પણ તે કરતાં વધુ ભલું કામ આ છે કે, તેવી થોડા વખતની મદદ ઉપરાંત, દવાખાનાં, હોસ્પીતલો યા સેનીતેરીયમો પુરાં પાડવા, કે જ્યાં તેઓ જલદીથી સાજાં થઈ પોતે પોતાનું કામ કરવાને અને પોતાની રોટલી પેદા કરવાને શકિતવાન થાય. એ

---

(૧) "ઉસ......સ્તુયે......માજદયસ્નનાંમ વીસાંમ... શીવાપતયા." યજશ્ને, હા ૧૨, ફ. ૨.

અર્થ—માજદયસ્નાનોના મોહોલ્લાઓને પાણીની તંગીથી હું, અહુરમજ્દ આગળ દુઆ ગુજારી, દૂર રાખું.

કાજે દવાખાનાં બાંધવાં, યા બાંધવાનાં કામમાં પોતાની શકિત મુજબ મદદ કરવી, એ ભલું કામ છે. ઘણીક વાર ગરીબ દર્દીઓની હાલત એવી હોય છે, કે તેઓને દવાદારૂ સાથે ઘટતાં ખોરાક-પાણી અને સારી હુવાવાળી જગ્યાની જરૂર હોય છે. ત્યારે તે કામ માટે હોસ્પીતલો પુરી પાડવામાં મદદ કરવી, એ પણ પુન્યનું કામ છે. વળી સાજા થયા પછી શરૂઆતમાં તાકાત મેળવવા માટે સોજી હુવા, જે તે અહુરમજ્દની ન્યામતોમાંની પેહેલા પ્રકારની ન્યામત છે, તે પુરી પાડવા માટે સેનીતેરીયમો બાંધવાં, એ પણ જરૂરી સખાવતનાં કામ છે.

**કસરતશાળાઓ, સુખશાન્તીનાં મકાનો, જાહેર બાગો, વિગેરે**-આપણે ઉપર જે બે પ્રકારની સખાવત—(૧) સંકટ અટકાવનારી અને (૨) સંકટ ટાળનારી—જણાવી, તેમાં દવાખાનાં, હોસ્પીતલો, સેનીતેરીયમો વિગેરે મકાનો તો બીજા ઉતરતા પ્રકારમાં આવે છે, કારણ તે સંકટ ટાળનારાં મકાનો છે. તેના કરતાં ચહુડતા પ્રકારનાં સખાવતી કામો તે એવાં દુઃખ દરદોનો અટકાવ કરનારાં સાધનો પુરાં પાડવાનાં કામો છે. આપણા ગરીબ ભાઇબંધો બીમાર પડે નહિ તે માટેનાં સાધનો પુરાં પાડવાં, એ

પેહેલા પ્રકારની સખાવત છે. તેટલા કાજે તેઓ માટે તનદરૂસ્તી જળવાય એવાં, હવા, રોશની અને પાણી સાથનાં મકાનો પુરાં પાડવાં, તથા તેઓ પોતાનાં અંગને લાયક કસરતથી દરૂસ્ત રાખે તે માટે કસરત-શાળા જેવાં મકાનો પુરાં પાડવાં, અથવા તેઓ પોતાનાં તનને હંમેશાં સ્વચ્છ રાખે તે માટે તેઓ કાજે નાહવા ધોવાનાં ઘટતાં સાંધનો પુરાં પાડવાં, અથવા તેઓ સોજી હવામાં ફરી હરી પોતાનાં તનને સારી હાલતમાં રાખે તે માટે ફરવા હરવાના જાહેર બાગો યા ફરવાની જગ્યાઓ પુરાં પાડવાં, એ સર્વ ચઢતી પંક્તિની સખાવતનાં કામ છે.

**મુસાફરો માટે ધર્મશાળાઓ**—ગરીબ મુસાફરો માટે ધર્મશાળાઓ બંધાવવી, એ પણ ગરીબોનાં તનને રાહત આપનારૂં એક કામ છે. ગરીબો પોતાના ધંધારોજગાર માટે, પોતાની રોટી પેદા કરવા માટે, યા પોતાનાં અગત્યનાં કામ માટે પોતાનું ગામ છોડી બીજે ગામ જાય, તો તે મુસાફરી તેઓના લાભની છે; માટે તેઓનાં તેવાં કામમાં તેઓને મદદ કરવી એ ભલું કામ છે. મુસાફરી પોતામાં ઘણા ફાયદાઓ ધરાવે છે. મુસાફરી, જેમ તે મુસાફરી કરનારને, તેમ તેનાં ગામ યા શેહેરને, અથવા જ્યાં તે મુસાફરી કરતો

હોય તે ગામ યા શેહેરને, ધંધારોજગાર, વેપારવણુજ, એલમ હુન્નર, કેળવણી, ઉદ્યોગ, વિગેરેમાં ઉપયોગી થઇ પડે છે. માટે તેવી મુસાફરીનાં કામમાં મદદ કરવી એ એક ભલું કામ છે.

**ધનની સખાવતથી મનને રાહત આપનારાં જાહેર ઉપયોગનાં કામો**—હવે કેટલાંક જાહેર ઉપયોગનાં કામો આપણુ માણુસ ભાઇબંધોનાં મનને રાહત આપે છે, મનને તેજસ્વી કરે છે, મનને કેળવે છે અને ખીલવે છે. મનની આવા પ્રકારની કેળવણી અને ખીલવણીથી, આત્મિક શક્તિઓની કેળવણી અને ખીલવણીથી, માણુસ અહુરમજ્દને વધારે સમજી શકે છે, તેને વધારે પોંહચી શકે છે. માટે તેવી ખીલવણીનાં કામો અહુરમજ્દને વધારે ખુશાલ કરનારાં છે. આવાં જાહેર ઉપયોગનાં કામો યા ખાતાંઓમાં નીચલાં મુખ્ય છે:

૧. ધર્મનાં મકાનો, જેવાંકે દરેમેહેરો, આતશ આદરાનો, આતશબેહેરામો.
૨. મક્તબો યાને કેળવણી આપવાની જગ્યાઓ.
૩. પુસ્તકખાનાંઓ.
૪. સંગ્રહસ્થાનો.

આ સર્વમાં ધર્મનાં મકાનો પેહેલ્રી જગ્યા રોકે છે.

અહુરમજ્દ આપણાં ઘણાંક કામોથી ખુશી થાય છે. આપણા વંદીદાદ[1]માં કેઈ કેઈ જગ્યાઓ ખુશાલ થાય છે અને કેઇ કેઇ નાખુશ થાય છે, તે જણાવ્યું છે. ત્યાં, આપણે ઉપર કહ્યું તેમ, જમીન, જે જીવ વિનાની છે, તેને અલંકારીક રીતે ખુશ યા નાખુશ થતી જણાવી છે. પણ વધુ વાજબી રીતે જોતાં તો, ત્યાં જણાવેલા જે સબબોથી જમીન ખુશ અને નાખુશ થાય છે, તે સબબો તે જમીન અને તે ઉપર વસનારા આપણુ સર્વને પેદા કરનાર દાદારને ખુશ યા નાખુશ કરે છે. આપણે એ સબબો જરા ધીરજથી જોઇશું તો આપણુને સમજ પડશે કે આપણાં ક્યાં કામો ખરે ખરાં અહુરમજ્દને ખુશી કરનારાં સખાવતનાં કામો ગણાય.

**દરેમેહેર, આતશઆદરાન, આતશ બેહેરામનાં મકાનો બાંધવાં એ સખાવતનું કામ**--વંદીદાદમાં પેહેલી જગ્યા જે ખુશાલ થતી જણાવી છે તે ધર્મનાં મકાનોની જગ્યા છે, કે જ્યાં તે દાદારની બંદગી થતી હોય અને તે બંદગી કાજે ધર્મક્રિયા થતી હોય. દાદાર અહુરમજ્દનું મકાન આપણામાં ગરોન્માન

(૧) પર્ગર્દ ૩.

અથવા ગરોથ્માન બેહશ્ત કહેવાયું છે.[1] આ શબ્દનો અર્થ આ કે, "તે મકાન કે જ્યાં તે દાદારની સ્તુતિ યા વખાણ ગવાતાં હોય, જયાં તે દાદારની સ્તુતિ થતી હોય." આ મુજબ ત્યારે આપણા જાતભાઈબંધો માટે ધર્મક્રિયા કરવા, બંદગી કરવા, દરેમેહેરો બાંધવી, આતશઆદરાનો બાંધવાં; આતશબેહેરામો બાંધવાં, એ તે દાદાર અહુરમજ્દ માટે, જાણે આ પૃથ્વિ ઉપર ગરોથમાન (ગરોન્માન) એટલે "તેની બંદગી કરી તેની સ્તુતિ ગાવાનું મકાન" બાંધવા બરાબર છે. ત્યારે જે શેહેર યા ગામ યા મોહલ્લામાં દરેમેહેર યા આતશ-કદેહની ખરેખરી જરૂર હોય, ત્યાં તે બાંધવાનાં કામમાં મદદ કરવી, તેના ખરચમાં આપણો કમીનો હિસ્સો—પછી તે આપણી શક્તિ પ્રમાણે રૂપિયા, આના કે પૈનો હોય તે—આપવો એ સખાવતનું કામ છે.

**કેળવણી ફેલાવનારાં મકાનો**—કેળવણીને મદદ કરવી, જેઓ કેળવણી લેવા ચાહતા હોય તેઓને યારી દેવી, એ જરથોશ્તી ધર્મમાં ઘણું ભલું કામ ગણાયું છે. એ કામ માટે જેઓ મદદ માગે, તેઓને મદદ કરવી, એ ભલી સખાવત છે. વંદીદાદમાં કહેછે કે, તમારી આગળ જો કોઇ ધણી—પછી તે તમારો

---

(૧) યજશ્ને ગાથા, હા ૫૧ ફ. ૧૫; અર્દીબેહેસ્ત યશ્ત ફ. ૩; આફ્રીને અર્દા ફ્રરોશ.

ભાઈ યા અતલગનો ખેશી હોય, દોસ્તદાર યા હમદીન હોય તે—અક્કલ યાને જ્ઞાન મેળવવાની, યાને કેળવણીની, ખાહેશ રાખતો આવે તો, તેને તેની ખાહેશમાં તમોએ મદદ કરવી.[1]

અજ્ઞાનપણું દૂર કરવા માટે અને જ્ઞાન આપવા માટે કેળવણીખાતાં પુરાં પાડવાં, એ એક ભલું કામ છે. તેમાં ખાસ કરી ધર્મજ્ઞાન, જેથી નીતિનો વધારો થાય, તે આપવામાં મદદ કરવી, એ ભલું કામ ગણાયું છે. અસલી ઇરાનમાં જેમ શરીરને દરૂસ્ત રાખવાની સલાહ આપનારા અને શરીરની બીમારી દૂર કરવાને સલાહ આપનારા તબીબો, "તન-બજશક" એટલે "શરીરના તબીબો" કેહેવાતા, તેમ રવાનને સારી હાલતમાં રાખવા કાજેની ધાર્મીક કેળવણી આપનારા ઉસ્તાદો, "રવાન-બજ્શક" એટલે "રવાનના તબીબો" ગણાતા.

---

(૧), "યએચ હ્વ નરો હામોદએન જસાન......ખ્રતુ ચિનઉહો...ઊપ...માથ્રેમ સ્પેન્તેમ મરએત" વંદીદાદ, ફર્ગર્દ ૪, ફ. ૪૪-૪૫.

અર્થ—જો અંહિ હમદીન નરો...અક્કલ (યાને કેળવણી) શોધતા આવે તો...તેઓને માથ્ર સ્પેન્ત (યાને, શુદ્ધિ કરનાર મંત્રજ્ઞાન) શિખાડવું.

**પુસ્તકખાનાં અને સંગ્રહસ્થાનો**—આપણાં ધર્મપુસ્તકો પ્રમાણે, કેળવણીને ધર્મ સાથે એટલો બધો સંબંધ છે, કે અસલી ઈરાનમાં ધર્મનાં મકાનો, જેવાં કે આતશબેહેરામો, કેળવણીનાં મથકો હતાં તે મકાનોમાં મોટાં પુસ્તકખાનાંઓ પણ હોતાં. તે પુસ્તકખાનાંના પુસ્તક-અધિકારીઓ દસ્તુર મોબેદો હતા.

એક દેશનાં સંગ્રહસ્થાનો પણ, તે દેશની યા બીજા દેશોની કુદરતી યા હુસ્તકૃત ચીજો ભેગી કરી, તે જોનારાઓનાં મનને ખીલવે છે, માટે તે અગત્યનાં કેળવણી આપનારાં સાધનો ગણાય છે.

**ધનની સખાવત તરીકે દખમાંઓ**—દખ્માંઓ બાંધવાં, યા તે બાંધવાનાં કામમાં શાકત મુજબ પોતાનો હિસ્સો આપવો, એ આપણામાં ધાર્મીક કામ ગણાયું છે. તે માણસ ભાઇબંધોનાં તનને તેમજ મનને રાહત આપનારૂં એક જાહેર ઉપયોગનું કામ ગણાય. ગુજરેલાંઓનાં તન, જ્યાં ગમે ત્યાં પડી આજુબાજુનાઓની તંદરૂસ્તી બિગાડે, માટે તેઓને ઠેકાણે પાડવા કાજે એક લાયક જગ્યા (દાઇત્યો-ગાતુ) પુરી પાડવી, એ એક ભલું કામ છે. વળી પોતાના ધાર્મિક વિચારો અને રેવાજો મુજબ તેમાં મરનારોની

લાશની વ્યવસ્થા થાય, અને તેવી વ્યવસ્થા થવા સાથે જીવતાંઓના રવાન (જીંદેહ રવાન) નો ગુજરેલાંઓનાં રવાન (અનુશે રવાન) સાથનો, પોતાના વિચારો મારફતે, જો એક પ્રકારનો વેહેવાર ચાલુ રહે, તો તે એક રીતે મનને શાહત આપનારૂં, મનને ભલું રાખનારૂં, ભલું કામ ગણાય.



## પ્રકરણ બીજું

" ધર્મ--કોશેશથી કીધેલાં કામો—જેવાં કે
ખર્ફસ્તર એટલે નુકસાનકારક જાનવરો
મારવાં, ચોરો વિગેરેથી બચાવ કરવો;
અશકતોની સારવાર કરવી અને
તેઓને બચાવવાં; માંદાંની ચાકરી
કરવી; જમીન, પાણી, હવા,
આતશને નસા વિગેરે આલુ-
દ્ગીથી સ્વચ્છ કરવાં;
ધર્મબોધ આપવો
ઈત્યાદી "

**તન અને મનથી કરવાં જોઈતાં ભલાં કામો**—ભલાં કામો કંઇ હમેશાં પૈસાથીજ થાય છે એમ નથી. પૈસા વગર પણ ઘણીક રીતે ભલાં કામો થાય છે. તે જેમ તવંગરે તેમ ગરીબે પણ કરવાનાં છે. તેવાં કામો આપણે ફકત માણસનાજ સંબંધમાં કરવાનાં છે એમ નથી. પણ જાનવરો વટીકના સંબંધમાં પણ કરવાનાં છે.

આપણા ધર્મ પુસ્તકો પ્રમાણે ગાય ગોસ્પંદોને, ભારબરદારી જાનવરો, જેઓ આપણી સેવા બજાવે છે

તેઓને, અને બીજાં નિર્દોષ જાનવરોને આપણે સંભાળવાં જોઇએ અને તેઓનું રક્ષણ કરવું જોઇએ. બીજા હાથ ઉપર જે જાનવરો પોતાની આજુબાજુ, શું માણસોમાં કે ગાય ગોસ્પંદોમાં, ત્રાસ પમાડી રહ્યાં હોય, તેઓને ત્રાસ પમાડતાં અટકાવવાં જોઇએ.

**ભલાં જાનવરોની બરદાશ્ત**—ગાયગોસ્પંદો, જેઓ આપણને પોતાનાં દહિ-દુધથી ઘણીક રીતે પોષણ આપેછે, તેઓને તપાસવાની, અને તેઓને ઘટતો ઘાસચારો આપવાની આપણી ફરજ છે. એવીજ ફરજથી, જે ભારબરદારી જાનવરો આપણી સેવા બજાવે છે, તેઓ તરફ આપણ બંધાયલાં છિએ. જો આપણ આપણી એ ફરજ બજા લાવતાં નથી, તો આપણાં ગાયઢોરો આપણને કદુઆ દે છે કે "તું, કે જે મને ખોરાક બખ્શતો નથી અને તારાં જન ફરજંદો માટે અને તારાં પોતાનાં પેટ માટે હમારી પાસે કામ કરાવ્યા કરે છે તે, ફરજંદ વગરનો થજે અને બુરૂં બોલાયલો થજે."[1] એજ મુજબ ઘોડો પણ, જો આપણે તેની

---

(૧) "ઉત બુયાઓ અફ્રજન્તિશ ઉત દેઉશ-સ્રવાઓ-હ યિમ્નો યો માંમ ખારતાંમ નોઇત બક્ષહિ. આખત માંમ વૂમ ફ્રાઓન્યેંહિ નાઇર્યાઓ વા પુથ્રહે વા હુયાઓ વા મર્ષુવાઓ" યજશ્ને ૬૫, ૧૧, ૬. ૧.

બરદાશ્ત બરાબર નહિ કર્યે તો, કદુઆ દે છે.[1] ગાય-ઢોરની કદુઆની મતલબ આ રીતે પણ સમજી શકાય છેઃ જો તમો ગાયને બરાબર ખોરાક નહિ આપો તો તેઓ તમોને પુરતું દુધ નહિ આપે. અને તેમ દુધ નહિ મળવાથી તમો નાતવાન રહી ફરજ બરાબર નહિ બજાવી શકો.

**એ બાબે એક વાર્તા**—આપણે જાનવરોની જે સારવાર કીધી હોય, પછી તે ગમે તેટલી થોડી પણ હોય, તેનો બદલો ખાલી જતો નથી. આપણાં એક પુસ્તકમાં એ બદલાની હકીકત. અલંકારીક વાત રૂપે, નીચે મુજબ જણાવી છે.

કહેછે કે દવાનુશ નામનો એક તવંગર આદમી હતો. તે ૩૩ મુલકો ઉપર હકુમત કરતો હતો. પણ પોતાની ગમે તેટલી દોલત છતાં એવો દલિદ્દર હતો કે તેણે કાંઇ પણ પૈસો સખાવતમાં આપ્યો હતો નહિ, અથવા પોતે હાથે જાતે કંઈબી ભલું કામ કીધું હતું નહિ. તેથી તેને દોજખમાં નાખવામાં આવ્યો હતો. દોજ-ખમાં તે ઘણું દુઃખ ખમતો હતો, પણ તેનો એક પગ તે દુઃખથી નિરાળો હતો. તેના પગને કંઇ દુઃખ થતું હતું નહિ. તેનો સબબ પેગામ્બર જરથોશ્તે

---

(૧) હા. ૧૧, ૬. ૨.

પુછતાં દાદાર અહુરમજ઼્દે કહ્યું કે, એક દાહાડે એક મેંઢાં પાસે એક ઘાસની પુરી પડેલી હતી, પણ તે પુરી જરા દૂર હતી, અને તેથી તે બીચારૂં તે ખાવા કાજે તણાઇને તવળ્યા કરતું હતું. ત્યારે તેણે જતાં જતાં પોતાના તે પગે, તે પુરીને, પેલાં બીચારાં તવળતાં મેંઢાંની આગળ કીધી. અહુરમજ઼્દે તેને ઘણી દોલત આપી હતી અને તેને ૩૩ મુલકોનો પાદશાહ બનાવ્યો હતો, તેથી તેના હાથમાં ભલાઇ કરવાની ઘણીક તકો હતી. તે છતાં તેણે કંઇ પણ ભલું કામ નહિ કર્યું, તેથી તેનાં આખાં શરીરને દોજખની શિક્ષા ખમવી પડતી હતી. પણ તેણે પોતાના એક પગથી, ઉપર મુજબ, બીચારાં એક નિર્દોષ મેંઢાંને ઘાસની પુરી આપી હતી તેથી તેનો તે પગ તે દુઃખથી બચવા પામ્યો હતો.[1]

આ અલંકારીક વાત ત્યારે દેખાડે છે કે ગરીબ બીચારાં જાનવરો તરફ આપણે જેબી કંઇ માયા મમતા દેખાડીશું તેનો બદલો અહુરમજ઼્દની દરબારમાં ખાલી જશે નહિ.

---

(૧) પેહેલવી રેવાયત. જુઓ હાકગ હોશંગજીવાળું વીરાફનામું, પાનું ૧૭૫, નોટ ૧, જુઓ, વીરાફનામું, બાબ ૩૨.

આ વાર્તા આપણા ધર્મની શિખવણી મુજબ આપણને બીજો પણ ધડો આપે છે. તે આ કે કોઇનું ભુંડું કરવું એ ગુનાહ છે. એટલુંજ નહિ, પણ આપણને તક મળતી હોય, ત્યારે કોઇનું ભલું નહિ કરવું, એ પણ ગુનાહ છે. પેહેલો ખોટું કામ કરવાનો ગુનાહ ( sin of commission) છે. બીજો ફરજ ભુલવાનો ગુનાહ (sin of omission) છે. અહુરમજ્દે પેલા તવંગર દવાનુશને જે જર ખજાનો અને મુલકોની પાદશાહી આપી હતી તેનો ભલો ઉપયોગ કરી તેણે બીજાંઓનું ભલું કરવું હતું. તે તેણે નહિ કર્યું. તે પોતાની ફરજ ભુલ્યો. તેથી તે ફરજ ભુલવા ખાતર અહુરમજ્દ તરફથી સજા પામ્યો.

**કુતરાંનું રક્ષણ**—આ વાર્તામાં જણાવવા મુજબ ત્યારે ઉપયોગી પ્રાણીઓની અને બીજાં નિર્દોષ પ્રાણીઓની બરદાશ્ત કરવાનું આપણને ફર્માન છે. આપણાં પુસ્તકોમાં કુતરાંઓનું રક્ષણ કરવાનું પણ એજ સબબે ફર્માન છે. કુતરાં વફાદાર પ્રાણી છે. તે પોતાના ધણીનાં ઘરનું અને મોહોલ્લાનું ચોરથી, તેમજ તેનાં ગાયગોસ્પંદોનું વરૂ વિગેરે જીઆનગાર જાનવરોથી રક્ષણ કરે છે. એ સબબે કુતરાંઓનું રક્ષણ કરવાનું આપણને ફર્માવ્યું છે. એટલુંજ નહિ, પણ

જેઓ એ ઉપયોગી વફાદાર જાનવરને હેરાન કરે તેઓને સજા લાયક ગણ્યાં છે.

**નુકસાનકારક જાનવરોને મારવાં**—હવે જેમ નિર્દોષ જાનવરોને તપાસવા અને સંભાળવાનું ફર્માન છે, તેમ જે જાનવરો માણસને અથવા બીજાં ઉપયોગી ગાયગોસ્પંદોને નુકસાન કરતાં હોય, તેઓને તેમ નુકસાન કરતાં અટકાવવાનું ફર્માન છે. એ સબબે "ખર્ફસ્તર" એટલે કે જીઆનગાર જાનવરોને, જો તેઓને નુકસાન કરતાં અટકાવી ન શકાતાં હોય તો, મારવાં, એ ગુનાહભર્યું નથી, પણ સામું ભલું, સવાબવંતું કામ છે.[1] દાખલા તરીકે સાંપ, જે પોતાના ડંખથી આપણો જાન લે છે, અથવા વરૂ, જે ગાયગોસ્પંદોને મારી નાખે છે, તેઓને મારવાં, એ ભલું કામ છે. વાઘ, વરૂ જેવાં જાનવરોનો ત્રાસ ટાળવો એ ઘણું ભલું કામ છે.[2]

શાહનામામાં બેજન અને મનીજેહનાં દાસ્તાનમાં આપણે એ બાબેનો દાખલો જોઈએ છિએ. પાદશાહ કૈખુસ્રુનાં રાજમાં તેના દેશનાં એક ગામમાં ભુંડોનો મોટો ત્રાસ વરસી રહ્યો હતો. તે ભુંડો બીચારા ગરીબ

(૧) વંદીદાદ, પર્ગર્દ ૧૪, ફ. ૨, વિગેરે.
(૨) હા, ૫, ફ. ૧૮ અને ૨૧,

ભરવાડોનાં ગાયગોસ્પંદોને મારી નાખતાં, અને ગરીબ ખેડુતોની ખેતીને ખરાબ કરતાં. તેથી તે ગરીબ માણુસો-એ પાદશાહ આગળ ફર્યાદ કરતાં પાદશાહે બેજન પેહેલવાનને તેઓને મુલક મોકલ્યો કે ત્યાં જઇ શેકારથી, યા કોઇ બીજી યુકિતથી, તેઓનો નાશ કરે.

એજ સબબે આપણી નામદાર સરકાર, જેઓ સાંપોને મારી લાવે તેઓને, દર સાંપ દીઠ, ઈનામ આપે છે. વળી હાલમાં ઉંદરો, જે ખર્ફ્સ્તરોના વર્ગમાં આવે છે, તેઓ મર્કીનો ફેલાવો કરી માણુસજાતને હેરાન કરે છે. તેથી તેઓને મારવા સરકાર ખાસ ઇનામો આપે છે.

**ભલાંઓને મદદ, ભુંડાંઓને સજા**—હવે જેમ નિર્દોષ, ઉપયોગી જાનવરોની સારવાર કરવી, અને ભુંડાં નુકસાનકારક જાનવરોને મારવાં, એ ભલાં કામો છે, તેમ નેક ભલાં આદમીઓને મદદ કરવી, અને બુરાં આદમીઓને સજા કરવી, એ પણ ભલાં કામો છે. ચોર, લુટારાઓનો દોર તોડવો એ ભલું કામ છે.[1] ચોરોનો દોર તોડવા માટે તૈયાર રેહવા માટે એક જરથોસ્તી હોમ યસ્તમાં દુઆ ગુજારે છે.[2]

---

(૧) હા. ૧૨, ફ. ૨.
(૨) હા. ૯ ફ. ૨૧.

ખુદાતાલાએ આપણુને તન, મન, યા ધનનું કૌવત આપ્યું હોય તો તે ખરાબીને તોડવા માટે અને ભુંડાંને દફે કરવ માટે વાપરવાની આપણી ફરજ છે. એક જરથોશ્તીએ તન, મન, અને ધનની આબાદીની ન્યામત તે દાદાર પાસે માગવી તો તે આવાં ભલાં કામો માટે માગવી.[1]

બુરા, ફરેબી, જુલમગાર યા મતલબી માણસો, જેઓ પોતાનાં કૌવત યા દોરથી ગરીબોને હેરાન કરવા માગતાં હોય તેઓનો દોર અને તોર તોડવો જોઈએ. હોમ[2] યશ્તમાં ઉપર મુજબનાં બે કામો માટેની દુઆ

(૧) "ની...મધેમ ગ્રયે, ની અમેમ, ની વેરેથ્રઘ્નેમ, ની દરવરે, ની બએષજેમ, ની ફ્રદથેમ, ની વરેદથેમ, ની અઓજો વીસ્પો તનુમ, ની મસ્તીમ વીસ્પો-પએસંઘહેમ, ની તત, યથ ગએથાહ્વ વસો-ક્ષથ્રો ફ્રચરાને, ત્બએષો-તઉર્વાઓ દ્રુજેમ-વનો." યજસ્ને હા, ૯, ફ. ૧૭.

અર્થ—હું ડહાપણ, હિમ્મત, ફતેહ, સુખાકારી, તંદરસ્તી, આબાદી, વૃદ્ધિ, સઘળાં તનનું કૌવત, તમામ શોભા આપનારી મોટાઇ, એ સઘળું એટલા માટે માગું છું કે, આ દુનિયામાં આપઅખત્યાર પાદશાહ, દુઃખોને તોડનાર અને દરૂજને મારનાર તરીકે ફરૂં હરૂં.

(૨) હા. ૯, ફ. ૧૮.

ગુજારી એક જરથોશ્તી, સર્વથી સરસ જીંદગી, તંદરૂસ્તી અને લાંબી જીંદગીની ત્રણ ન્યામતો માંગી, જે ચોથી અને પાંચમી ન્યામત તે દાદાર પાસે માગે છે, તે ખરાબી અને જુઠ્ઠાઇ અને કપટને તોડવા માટે શકિતવાન થવાની છે. બીજા હાથ ઉપર, અશો યાને ભલાં આદમીઓનો બચાવ કરવો એ ભલું કામ છે. [1]

જરથોશ્તી ધર્મ ફરમાવે છે કે દેશના કાયદા કાનુનોને માન આપવું. દેશના પાદશાહ તરફ ફર્માનબરદાર અને વફાદાર રેહવું. પણ તે ફર્માન-બરદારી, તે વફાદારી, ચતુર ( intelligent ) વફાદારી છે, નહિ કે આંધળી વફાદારી, કે ગમે તેવો જુલમ-ગાર પાદશાહ હોય તેના તરફ પણ ફર્માનબરદાર અને તાબેદાર રેહવું. કોઈ પાદશાહ બુરો હોય તો તેને માટે ફર્માનબરદારીની જરૂર નથી. ઇરાનને એમ જોહાક જેવો જુલમગાર પાદશાહ મળ્યો હતો, તેથી ફરેદુને તેનો સામે થઇ પોતાના દેશને તેના જુલમથી બચાવ્યો હતો.

---

(૧) કેહર્પેમ નાષેમ્નાઇ અપઓને..... ...વદરે જઇધિ. હા. ૯, ફ. ૩૦.

અર્થ—"અશો આદમીનાં શરીરને રક્ષણ દેવા......નું હથિયાર માર."

ત્યારે જો તમો સાંભળો કે કેથે ચોર યા લુટા-રાઓ ગરીબોને હેરાન કરે છે અને તેઓની નિંદ યા ભુખ છીનવી લેછે, તો હિમ્મતથી તેઓનાં બચાવ માટે બાહેર પડો. જો તમો સાંભળો કે વાઘ, વરૂ યા એવાં જીઆનગાર જાનવરો પડોસનાં ગરીબો યા ખેડુતોનાં ગાયગોસ્પંદો ઉંચકી જાય છે, તો હિમ્મતથી તે જાનવરોને મારવાને બાહેર પડો. જો તમો સાંભળો કે કોઇ જાનવરો ગરીબ ખેડુતોના ખેતરો ખરાબ કરે છે, તો તદબીરથી તે સંકટ ટાળવાને બાહેર પડો. જો તમો સાંભળો કે કોઇ શક્તિવાન પોતાનાં તન, મન યા ધનનાં બળથી ગરીબોને દાબી નાખવાને યા હેરાન કરવાને કોશેશ કરે છે, તો હિમ્મતથી તેની સામે થાઓ.

આપણુ રાત દાહાડો કુસ્તી કરતાં ભણયે છિએ કે, "દુશ પાદશાહાં અવાદશાં બાદ" એટલે "બુરા પાદશાહો (યા શકિતવાળાઓ) વગર શકિતના થજો," તે એ મતલબે છે કે કોઇ શકિતવાળા આદમીઓ, પછી તેઓ પાદશાહ વટીક કાંય નહિ હોય, તેઓ, જો ગરીબો ઉપર જુલમ કરે, તો તેઓની સામે થઈ તેઓને તેઓનાં એવાં કામથી અટકાવવા.

**જમીનને સાફ રાખવી એ ભલું કામ.**— જમીનને સ્વચ્છ અને સાફ રાખવી એ એક ઘણું ભલું

કામ છે, કારણ જમીન સાફ રાખવાથી આજુ-બાજુમાં વસ્તાં લોકોની તંદરૂસ્તી સારી રેહે છે. જમીન ઉપર પડી રેહતી નજીસાત ત્યાં વસ્તાં લોકોની તંદરૂસ્તી બિગાડે છે. જે જમીન ભીનાસ-વાળી હોય તેને ભીનાસ વગરની કરવાથી ગોયા જમીન પોતે ખુશાલ થાય છે.[1] જમીનમાં મુરદાં દાટવાં એ આ સબબથી ખોટું કામ ગણાય છે, કારણ તેથી તેની અંદરની અને આજુબાજુની હવા સ્વચ્છ રેહતી નથી, અને તેથી ત્યાં વસનારાંઓની તંદરૂસ્તી ઉપર માઠી અસર થવાનો સંભવ રહે છે. એથી જે જગ્યામાં મુરદાં દાટયાં હોય તે જગ્યા પોતે નાખુશ થતી હોય એમ જણાવ્યું છે.[2]

જમીન ઉપર બીજી કોઈપણ નજીસાત પડી રહેતી હોય તો તે કાહાડી નાખી ત્યાંની જમીન અને હવાને સ્વચ્છ રાખવી. જમીનના કોઈપણ ભાગ ઉપર કંઈ મુર્દાર ચીજ—જેવી કે માણસનાં શરીરનો કોઇ ભાગ, પછી તે ગમે તેટલો નાહનો કાંય નહિ હોય તે,—પડી રહેવા દેવી, કે જેથી આજુ-બાજુની હવા બિગડે, એ ખોટું કામ છે. માટે

---

(૧) વંદીદાદ પર્ગર્દ ૩, ફ. ૪. (૨) વંદીદાદ પર્ગર્દ ૩, ફ. ૯.

વંદીદાદ[1]માં તાકીદ ફર્માવી છે કે એવી ચીજ એમ પડી રેહવા દેવી નહિ.

**હવા સાફ રાખવી; રોશની પુરતી મેળવવી**—જમીનને સાફ રાખવાથી હવા સાફ રહે છે. પુરતી હવા અને રોશની જમીનને સાફ કરે છે. ખુદાતાલાએ બખ્શેલી ન્યામતોમાં હવા અગતની ન્યામત છે. માણુસ થોડો વખત, કદાચ થોડા કલાકો યા દિવસો, ખોરાક યા પાણી વગર રહી શકે, પણ હવા વગર રહી શકે નહિ. બિગડેલી હવાથી તે તંદરૂસ્ત રહી શકે નહિ, યા વધુ વાર જીવી શકે નહિ. માટે હવા સ્વચ્છ રાખવી, એ જરથોશ્તી ધર્મની શિખવણી મુજબનું ભલું કામ છે. અહુરમજ્દ પાદશાહ જમશેદને એક નવું શેહેર બાંધવાને બીશારતથી જે સુચનાઓ કરેછે તે આવા પ્રકારની, હવા અને રોશનીને પોતાનાં શેહેરમાં પુરતી આવજા થવા દેવા બાબેની છે. એ બાબેનાં વંદીદાદ[2]નાં ફર્માન મુજબ એક શેહેરની સુખાકારી નીચલા સબબોથી બિગડે છે:

૧. ગલીચી (અપ્તી).

---

(૧) પર્ગર્દ ૬, ફ. ૧૦ થી ૨૫. (૨) વંદીદાદ, પર્ગર્દ ૨.

૨. ઘરોમાં સૂર્યની ગર્મી અને રોશની આપનારાં કિરણો આવવામાં અટકાવ.

૩. હવાની ખુલ્લી આવજાની ગેરહાજરી.

૪. ગીચ્ચ વસ્તી.

૫. રૂતુનું અસાધારણ પ્રમાણ, એટલે એક-દમ ઘણી ગર્મી અને પછી ઘણી થંડી.

**પાણીને સ્વચ્છ રાખવું**—જમીન અને હવાને સ્વચ્છ રાખવા સાથે શેહેરમાં વપરાતાં પાણીને પણ સ્વચ્છ રાખવાની અગત છે. એક જરથોશ્તીને એ માટે વંદીદાદમાં ખાસ તાકીદ કરી છે. એક જરથોશ્તીએ વેહેતાં પાણીમાં નજીસાત કરવી નહિ કે નાખવી નહિ. એવી નજીસાત તે પાણીને બિગાડી તે પીનારાઓને નુકસાન કરે છે. તેણે પોતે એમ કરવું નહિ એટલુંજ નહિ, પણ બીજાઓ કરતા હોય તો તેઓને અટકાવવા. પોતાનાં દીઠામાં આવે કે પીવાનાં પાણીમાં નસો પડેલો છે, તો તેણે કોશેશ કરી પાણીમાંથી તે દૂર કરવો.[1] જો પાણીના મોટા જથ્થામાં જેવા કે કુવામાં, એમ નજીસાત પડી હોય તો તે કુવાનાં પાણીનો અર્ધો હિસ્સો

(૧) વંદીદાદ પર્ગર્દ ૬, ૬. ૨૬-૨૭.

કાહાડી નાખવો અને પછી બાકીનું પાણી વપરાસમાં લેવું. જો કદાચ અર્ધું અર્ધ પાણી કાહાડી નાખવાને નહિ બને—દાખલા તરીકે તે કુવો મોટો ગંજાવર હોય— તો તેનો ત્રીજો ભાગ કાહાડી નાખવો. જો તે પણ નહિ બને તો પાંચમો ભાગ કાહાડી નાખવો.[1]

પાણીને એમ સ્વચ્છ રાખવા માટે અસલી ઇરાનીઓ ઘણી કાળજી રાખતા હતા. તેની ગવાહી હીરોદોટસ અને સ્ટ્રેબો જેવા યૂનાની તવારીખનવેશો ઉપરથી મળે છે. હીરોદોટસ કહે છે કે, "પોતાનાં શરીરમાંથી વેહેતી નજીસાતથી તેઓ નદી (નાં પાણી) ને કદી ખરાબ કરતા નથી અને કદી તેમાં પોતાના હાથ ધોતા નથી. તેઓ બીજાઓને પણ એમ કરવા દેતા નથી, કારણકે તેઓ નદીઓ વિષે ઘણું માન ધરાવે છે.[2]

સ્ટ્રેબો એ બાબે કહે છે કે "ઇરાનીઓ પીશાબથી નદીને કદી ખરાબ કરતા નથી અથવા તેમાં હાથ મોંહોડું ધોતા નથી. તેમાં તેઓ મુએલી લોથ અથવા કંઇ પણ અસ્વચ્છ ચીજ નાખતા નથી.[3]

(૧) પર્ગર્દ ૬, ફ. ૩૦-૩૫. (૨) હીરોદોટસ પુસ્તક ૧, બા. ૧૩૮. (૩) સ્ટ્રેબો પુસ્તક ૧૫, બા. ૩, ૧૬.

મિઠાં પાણીને ખરાબ નહિ કરવાનું આ ફર્મીન પાછલા વખતમાં આગળ લઇ જવામાં આવ્યું અને વાજબી હદ ઓળંગી તે ખારાં પાણીને પણ લગાડવામાં આવ્યું. તેનો દાખલો આપણે હાલના રેવાજમાં જોઇએ છિએ, કે દરિયામાં લાંબી સફર કરનાર અથોરનાનને બરસ્નુમ વાપરવાનો, એટલે કે બરસ્નુમવાળા મોબેદને હાથે થતી કેટલીક ધરમની ક્રિયા કરવાનો અટકાવ નાખેલો છે. એવા અટકાવના રેવાજનું મૂળ આપણે છેક પાર્થીઅન વંશના જમાનાથી જોઇએ છિએ. તે વંશના વલ્ખશ નામના પાદશાહનો ભાઇ તીરીદાટીસ (તીરદાત), આર્મીન્યાનો પાદશાહ હતો, તેણે પોતે મોબેદ હોવાને લીધે, રોમના પાદશાહ નીરોના બોલાવવાથી વાહાણ વાટે રોમ જવા ના પાડયું હતું.[1] એજ મુજબ વલ્ખશે પોતે એમ મુસાફરી કરવાને ના પાડી હતી.

**આતશથી નસાને દૂર રાખવો**—જેમ જમીન, હવા અને પાણીને નસા યા નજીસાતથી દૂર રાખવાનું એક જરથોસ્તીને ફર્માન છે, તેમ આતશને પણ તેનાથી દૂર રાખવાનું ફર્માન છે. આતશ ઉપર નજીસાત બાળવાથી, તેમાંથી નિકળતી ખરાબ ગંધકી આજુબાજુની

(૧) Tacitus Annals, Bk. XV. (The Oxford Translation of the Works of Tacitus, p. 24.)

હવા બિગાડે છે. પણ આ સબબ ઉપરાંત આતશ ઉપર નજીસાત નહિ બાળવા અથવા આતશ સાથ નજીસાતને સંબંધમાં નહિ લાવવાનો બીજો સબબ, જરથોશ્તી ધર્મમાં આતશ માટે, તેનાં ઉપયોગીપણાંને લીધે, જે માનભરી લાગણી ધરાવવામાં આવે છે, તે છે. એ સબબે ઘણા અસલના જમાનાથી ઈરાનીઓમાં લાશનં આતશ ઉપર બાળવાની મનાઇ હતી. એ બાબે યૂનાની તવારીખનવેશ હીરોડોટસ, જે આસરે ૨,૩૦૦ વર્ષપર થઇ ગયો છે, તે કહી ગયો છે કે, "ઈરાનીઓ કોઈ પણ કારણે મુએલાંને આતશ ઉપર બાળતા નથી. એ રીત જેમ તેઓમાં તેમ ઈજીપ્શીઅનોમાં રવા નથી.[1]"

નીકોલસ ડેમાસ્સીનીસ (Nicolaus Damascenes or Nicolas of Damascus) નામનો એક પુરાનો લખનાર પણ એ બાબે કહી જાય છે કે "ઇરાનીઓ જરથોશ્તી કાયદાને માન આપવા લાગ્યા કે જે કાયદો તેઓને આતશ ઉપર મુએલી લોથ અથવા કાંઇપણ નજીસાત બાળવાની મનાઇ કરે છે."[2]

આતશમાં નસો બાળવાનું કામ અવસ્તામાં આહરે-

---

(૧) હીરોડોટસ પુસ્તક ૩, બા. ૧૬.

(૨) Rawlinson's Herodotus, Vol. 1, p. 385.

મનને લગતું જણાવ્યું છે.[1] એવાં કામને પતેત પશેમાનીમાં "હેહેર નસા ઓએ આતશ બોર્દન" ના ગુનાહને લગતું ગણ્યું છે. એમ લાશ બાળનારાઓને નસો ઉત્પન્ન કરનાર દરવંદો ગણ્યા છે.[2] એવું કામ કરનારાઓને તે કામથી વાળવાની તાકીદ જણાવી છે.[3] લાશને આતશ ઉપર બાળવી નહિ એટલુંજ નહિ પણ લાશની નજદીકથી પણ આતશ દૂર રાખવા ફર્માવ્યું છે.[4]

આતશ તરફની એ લાગણી અસલી ઇરાનીઓમાં ઘણી તિક્ષણ હતી, તે સ્ત્રેબો નામના યૂનાની લખનાર ઉપરથી પણ માલમ પડે છે. તે કહે છે કે, "તેઓ (ઈરાનીઓ) આતશનાં બળતાંને પોતાના દમથી ફુકતા નથી, પણ પવન નાખે છે.[5]"

**બીડીની બદી**—સ્ત્રેબો ઉપર જણાવવા મુજબ કહે છે કે અસલી ઇરાનીઓ આતશને દમથી ફુકતા પણ નહિ હતા. એ વિચારને અનુસરીને, અને આતશ માટેની તેનાં ઉપયોગીપણાંને લીધે ઉત્પન્ન થતી ખાસ માનની લાગણીને અનુસરીને, અને વળી આતશ તરફ અહુર-

---

(૧) વંદીદાદ, ફર્ગર્દ ૧, ફ. ૧૭. (૨) ફર્ગર્દ ૭, ફ. ૨૬
(૩) ફર્ગર્દ ૮, ફ. ૭૪. (૪) ફર્ગર્દ ૮, ફ. ૭.
(૫) સ્ત્રેબો પુસ્તક ૧૫, બાબ ૩, ફ. ૧૪.

મજ્દનાં નુરની એક નિશાણી તરીકે જોવામાં આવે છે' તેને લીધે, બીડી નહિ પીવાનો આપણામાં વાજબી રેવાજ છે. આતશ તરફની આ માનપૂર્વક લાગણી આપણે અવસ્તાના નીચલા શબ્દોમાં જોઇએ છિએ:

"ઓ સૌથી વૃદ્ધિ કરનાર અહુરમજ્દ! તારા આતશની મારફતે, સર્વથી પેહેલાં તુંને, તુંનેજ અમો પોંહોચયે છિએ. જે કાંઇ તે (આતશને) માટે નજીસાત લઇ જાય, તેને પોતાનેજ તું નજીસાત આપે."[1]

આ ફકરા મુજબ જે કોઇ બીડી મોહમાં લઇ આતશને નજીસાત આપે છે તે પોતે પોતાનેજ નજીસાત આપે છે. આ ફકરાનો પેહેલવી તરજુમો કરનારાઓ કહે છે કે, "જે કોઇ આતશને હલાક કરે છે (યાને તેનો ગેરઉપયોગ કરે છે) તેને પોતાને હલાકી થાય છે."[3] બીડી પીવી એ એક જરથોસ્તીની નજરે આતશને હલાકી આપવા સમાન છે, કારણ આતશ, જરથોસ્તી ધર્મમાં અને એક

---

(૧) યજશ્ને હા ૩૬, ફ. ૩. (૨) યજશ્ને, હા. ૩૬, ફ. ૧. (૩) આઇગ પવન આતશ હલાકીઅ વાહ્નેન્દ... જ઼કચ આન હલાકીઅ વાહ્નેન્દ,"

જરથોશ્તીની લાગણીમાં, જે માનપૂર્વક જગ્યા રોકે છે, તેને તેથી હલાકી યા હાણી થાય છે.

આતશને "હલાક કરવો અથવા અજાબ આપવો" એટલે શું? પ્રો. હાર્લે સમજાવે છે તેમ, તેનો અર્થ આ ' કે (૧) તેને નજીસ કરવો; (૨) તેને માન નહિ આપવું.[1]

આતશને એ પ્રમાણે અજાબ દેવાથી, અથવા હલાક કરવાથી, આપણુને પોતાનેજ નુકસાની પોંહોચે છે. આપણુને થતું નુકસાન કંઇ ફકત શારીરિક નથી, પણ મુખ્ય કરી મીનોઇ અથવા વિચારનું પણ છે. આતશ તરફ ખરાબ લાગણી દેખાડવાથી આપણાં પોતાનાં મન ઉપર તેનો ખરાબ પ્રતિબિંબ થાય છે. આતશને પોંહોચાડવામાં આવતી નજી-સાત ફકત શારીરિક નથી, પણ મીનોઇ અથવા મનની પણ છે. યજશ્નેના ૩૬ મા હાના એક બીજા ફકરાની પેહેલવી શરેહમાં એજ સબબે કહે છે કે, "મીનોઇ અને ગેતી બેઉ નસો (એટલે મનની અપવિત્રાઇ તેમ શારીરિક અપવિત્રાઇ બન્ને) તેનાથી (યાને, આતશથી) હું દૂર રાખું."

(૧) "Qui le souille, ou ne l'honore pas" (Le Zend Avesta, Yaçna XXXVI, 1. (૨) "આધગશ હેહરે મીનોઈ વ ગેતી અજશ લખ્યાર યખ્સુનમ."

ત્યારે બીડી પીવી, એ એક જરથોશ્તીની નજરે એક ગુનાહ છે. ગુનાહ એટલે કે "કાયદાનો અનાદર,"[1] —પછી તે કાયદો દીને ફરમાવેલો હોય, દેશના કાયદા ( Legislature ) એ ફરમાવેલો હોય, શેહેરનાં સુધરાઇ-ખાતાં ( Municipality ) એ ફરમાવેલો હોય, મંડળી (Society) એ ફરમાવેલો હોય, કે ઘર યા કુટુંબના ભલા કારોબાર માટે ઘર યા કુટુંબના વડાએ ફરમાવેલો હોય. ટુંકમાં દીન, દેશ યા મંડળીએ નેમેલો લેખીત યા અલેખીત કાયદા ( Written or unwritten laws ) નો અનાદર કરવો, એ જરથોશ્તી પુસ્તકો પ્રમાણે ગુનાહ છે.

હવે જરથોશ્તી ધર્મનો ખાસ પ્રકાર જોતાં, આતશની સેતાયશ જરથોશ્તી ધર્મમાં જાથુકની જગ્યા રોકે છે. આતશ તરફ માન ધરાવવું, એ જરથોશ્તી ધર્મપુસ્તકોનો લેખીત કાયદો છે, તેમ જરથોશ્તી રેવાજોનો અલેખીત કાયદો પણ છે. ત્યારે તે તરફ માન નહિ દેખાડવું, એ કાયદાનો અનાદર છે. તેને મોંહની નજીસાતના સંબંધમાં લાવવો, એ તેના તરફનું માન અને ભકિતભાવ કમી કરે છે. એ ત્યારે જરથોશ્તી કાયદાનો અનાદર છે, અને તેથી એક જરથોશ્તીની નજરે ગુનાહ છે.

---

( ૧ ) Transgression of the law.

**શેહેર સુધરાઈ (Municipal) ખાતાંઓને મદદ કરવાની ફરજ**—આપણા દેશમાં ઘણાંક શેહેરો અને ગામો ખાતે સરકારે શેહેર સુધરાઈનાં ખાતાં સ્થાપ્યાં છે. તે ખાતાંઓની મુખ્ય મતલબ મોટે પ્રકારે આ છે, કે જે શેહેર યા ગામમાં તે સ્થાપ્યાં હોય, ત્યાંની જમીનને, ત્યાંનાં પાણીને, ત્યાંની હવાને સાફ રાખવાં. એ ઉપરાંત કોઈક ઠેકાણે તો એવાં ખાતાંઓ તે ઠેકાણેનાં ગરીબોની બીમારી વખતે સારવાર કરવા માટે, દવાખાનાંઓ અને હોસ્પીતલો પણ ચલાવે છે. વળી કોઈક જગ્યાનાં મ્યુનીસીપલ ખાતાંઓ તે જગ્યાઓનાં બાળકોને કેળવણી આપવા માટે નિશાળો પણ ચલાવે છે. એ સઘળાં ત્યારે જરથોશ્તી નજરે ભલાં કામો છે. માટે તેવાં ખાતાંઓમાં આપણે બનતો લાભ અને ભાગ લેવો જોઈએ. જો તક મળતી હોય અને બની શકતું હોય તો એવાં ખાતાંઓમાં પોતે સભાસદ થઈ, યા બીજી રીતે સામેલ થઈ શહેર સુધરાઈનાં કામમાં હિસ્સો આપી પોતાની સલાહ વિગેરેથી તેનાં કામોને મદદ કરવી, એ એક ભલું કામ છે. વળી બીજી રીતે પણ દરેક જન એક શેહેરી યા વતની તરીકે, પોતાનાં શેહેર યા ગામનાં શેહેર સુધરાઈનાં કામને મદદ આપી શકે, અને તે એમ કે તે શેહેર સુધરાઈનાં ખાતાંએ શેહેર સુખાકારી માટે

જે કાયદાકાનુનો ફરમાવ્યા હોય તેને માન આપવું, તેને અમલમાં મેલવાં. આપણાં શેહેર યા ગામના રસ્તાઓ ઉપર, યા જાહેર જગ્યાઓ ઉપર, ગલીચી કરવી નહિ અથવા કરવા દેવી નહિ. શેહેરને મળતું પાણી અસ્વચ્છ ન થાય તે માટે કાળજી રાખવી. આપણાં કોઇ કામથી શેહેરની હવા બિગડે નહિ તે માટે તપાસ રાખવી. દરેક જન એમ શેહેર સુખાકારીના કાનુનો ઉપર ધ્યાન આપી અમલ કરે તો શેહેરની સુખાકારી વધે. એ કામોમાં મદદ કરવી એ ખરૂં ભલું કામ છે. જયાં એવાં જુદાં (મ્યુનીસીપલ) ખાતાંઓ નથી હોતાં, ત્યાં સરકાર સિધી રીતે પોતાના કામદારો મારફતે કામ લેછે. ત્યાં પણ ત્યારે સરકારનાં એવાં કામમાં મદદ કરવી.

**ધર્મબોધ, સારી સલાહ, જ્ઞાન વિગેરે આપી રાહનુમાઇ કરવાની ફરજ**—આપણાં તન અને ધન થી ભલાં કામો કરવા ઉપરાંત, મનથી ભલાં કામો કરવાનાં કામોમાં અગતનું ભલું કામ આપણી આજુબાજુનાં હાજતમંદોની રાહનુમાઈ કરવાનું છે. દરેક જરથોસ્તી, જે પોતાનાં મને તવંગર યાને શકિતવાન હોય, તેની, પોતાનાં મનુષ્ય ભાઇબંધો, જેઓ મને ગરીબ હોય, તેઓની રાહનુમાઇ કરવાની ફરજ છે. જેમ આજુ-બાજુ ગરીબી, દરિદ્રતા, બીમારી, મંદવાડ અને મોત

ફેલાયલાં જોઇ આપણું દિલ દુખાય, તેમ આજુબાજુ અજ્ઞાનપણું, અધર્મીપણું અને કેળવણીનો અંધકાર જોઇ આપણું દિલ દુખાવું જોઇએ, એમ આપણું દિલ અહિં દુખાવું જોઇએ. એટલુંજ નહિ, પણ આપણાં પુસ્તકો પ્રમાણે બીજી જેહાનમાં પણ દુખાશે.

આપણે સંતોષ પકડી એમ બેસ્યે કે આપણે ભલી રીતે વર્ત્યે છિએ તે બસ, તો, તે ફરજ ભુલવા સમાન છે. આપણે આપણા મિત્રો યા આજુબાજુનાંઓને પણ ભલો માર્ગ દેખાડવો જોઇએ. બુન્દેહેશમાં એ બાબત જશાક અસરકારક રીતે દાખલાથી સમજાવી છે. ભવિષની કોઇ હાલત માટે બોલતાં કહેવામાં આવે છે કે, "ત્યાં, તે અંજુમનમાં, કોઇ અશો, જે દુનિયામાં પાપીનો દોસ્ત થયો હશે, તે અશો માટે પાપી પોકાર કરશે કે, 'જ્યારે હું દુન્યામાં ( હતો ત્યારે ) તે કામો જે, તેં પોતે કીધાં, તેથી મને શા માટે વાકેફ નહિ કીધો ?' તો તે અશોને, જો તેણે તેને વાકેફ કીધો નહિ હશે તો, તે અંજુમનમાં તે મુજબ શરમ સાથે પસાર થવું પડશે." [૧]

(૧) બુનદેહેશ, બાબ ૩૦, ફ. ૧૧. મારી બુનદેહેશ, પા. ૧૫૭ મું.

આ ફકરો ત્યારે દેખાડે છે કે આપણે આપણા મિત્રોને અથવા આપણી આજુબાજુનાંઓને તેઓનો ભુલેલો માર્ગ દેખાડી ભલે માર્ગે લાવવાની કોશેશ નહિ કર્યે, તો ગોયા આપણે આપણી ફરજ ચુકયા, જે માટે આપણને કોઇ વખત શરમ સાથ અહુરમજ્દ હજુર નીચે જોવું પડશે.



## પ્રકરણુ ત્રીજું.

"ધર્મ ક્રિયાનાં કામો, પાદિયાબ કુસ્તી, નવજોત, લગ્ન, મરણુ પછીની તન તથા રંવાનને લગતી જરથોસ્તી દીનનાં ફરમાન પ્રમાણેની ક્રિયા, અને તેનો ખુલાસો અને સમજણુ; અશો રવાન તથા ફરોહરની યાદ; તેમાં ફર્વર્દેગાનના દશ દિવસો પર ખાસ યાદ; ગાહમ્બાર, જશનો, નવરોઝ, જરથો-સ્તનો જન્મ અને મરણુ દિવસ, વિગેરે."

ક્રિયા એટલે શું—જે કાર્યથી એક વિચાર, વચન કે કામ આપણાં મન ઉપર મજબુત સારી અસર કરે તે કાર્ય, ક્રિયા કેહેવાય છે. દુનિયાનાં સઘળાં કામ-કાજેમાં એક યા બીજી રીતની ક્રિયા આપણે જોઇએ છિએ. જેમ સંસારમાં અને રાજદરબારમાં હોયછે, તેમ ધર્મમાં પણ ક્રિયાઓ આપણે દાખલ થયલી જોઇએ છિએ. સઘળી ક્રિયાઓમાં ચોક્સ કાયદાકાનુનો નેમેલા હોય છે, તેને માન આપવાથી કરવામાં આવતાં કામો અગત્યનાં અથવા અસરકારક ગણાય છે.

જેમ સંસારી બાબતોમાં કેટલાક બનાવોને અગત્યતા આપવા, તેઓને અસરકારક બનાવવા, તેઓનો ખ્યાલ મનમાં ઠસાવવા, ક્રિયાઓની અગત્ય છે, તેમ ધર્મ સંબંધી બાબતોમાં પણ ઘણાક પુરાણા જમાનાઓથી જરૂરનું ગણવામાં આવ્યું છે કે, ધર્મ સંબંધી મેળાવડાઓમાં અને ભણતરોમાં ક્રિયાઓ હોવી જોઇએ. મન ઉપર અસર કરવા, રૂડા વિચારોનો મન ઉપર છાપ મારવા, ક્રિયાઓ કેટલીક હદે જરૂરની હોય છે.

ક્રિયાઓમાં કેટલીક ચીજો એક પ્રકારની નિશાનીઓ ( symbols ) તરીકે વપરાય છે. એવી ક્રિયાઓ અને તેમાં વપરાતી ચીજો નિશાની તરીકે ચુપ હોય છે, પણ તેઓની ચુપકીદીમાં પણ ઘણી વાચા હોય છે. એક લખનાર [1] કહેછે તેમ, "એઓમાં જેમ ભેદ છે, તેમ બશારત હોય છે." એ નિશાની "સચ્ચાઇ જાહેર કરવાનો એક નજરે પડતો ઉપાય છે. તે આંખ અથવા નજર મારફતે કેળવણી આપવાની રીત છે."

ક્રિયાઓ અને રેવાજો, ભકિતભાવ (devotion) ચાલુ રાખે છે. તે ભકિતભાવ ધર્મ સંબંધી વિચારો માટે લોકોને તૈયાર રાખે છે. ધર્મ સંબંધી ક્રિયા-

---

(૧) કાર્લાઈલ. "In a symbol there is concealment and yet revelation."

ઓની ખરી મકસદ, લાગણીઓ મારફતે દિલની ઉપર અસર કરવાની છે અને તેને ચહડતી હાલતે પોંહોચાડવાની છે. કોઈ પણ ધર્મ થોડીક પણ ક્રિયા વગર લાંબો વખત ટકી શકે નહિ.

**ક્રિયાની કેટલી હદે જરૂર ?**—કોઈ માણસનાં મનની હાલત એવી હોય કે અહુરમઝ્દ માટેના બુલંદ વિચારો વિચારવાને માટે, તેની કરામતોનો ખ્યાલ બાંધવા માટે, તેની સેપાસગુજારી કરવા માટે, તેના અમેષાસ્પંદોની સ્તુતિ કરવા માટે, તેનાં વડીલોનાં ફરોહરોની પવિત્ર યાદ જાળવવા માટે, અને એ વિગેરે ધાર્મીક વિચારો માટે, ક્રિયાઓની મદદની અગત્ય તેને થોડી હદ સુધી હોય. કોઇ બીજા માણસની મનની હાલત એવી હોય કે તેને ઉપલા પ્રકારનાં કામો માટે ક્રિયાઓની મદદની અગત્ય ઘણી હદ સુધી હોય. સર્વને થોડી કે ઘણી મદદની જરૂર છે. પણ પેગામ્બરો યા ધર્મ સંબંધી પેશ્વાઓ ધર્મ સંબંધી જે કાનુનો યા ક્રિયાઓ ફરમાવે છે, તે સામાન્ય વર્ગ માટે છે. ત્યારે કોઇક ધર્મ પાળવા માટે તે ધર્મ સાથે કેટલીક ક્રિયાઓ જોડાયલી હોય છે અને તે જરૂરની ગણાય છે. અહુરમઝ્દ માટેના વિચારો, ધર્મ સંબંધી ખ્યાલો, નીતિમાન ફર્માનોના વિચારો, જે મનમાં રમતા હોય, તેઓને જાહેર

રૂપ આપી વધારે વાસ્તવિક કરવા માટે ક્રિયાઓની કેટલીક હદે અગત છે. દાખલા તરીકે અહુરમઝ્દનું નામ દેતાં અથવા તેને યાદ કરતાં આપણે માથું નમાવીને યા બે હાથ ઉંચા કરીને યા ગુંઠણભંડયે પડીને નમ્યે છિએ. એ સઘળી એક જાતની ક્રિયા છે. એ સર્વ અહુરમઝ્દ તરફ તમારી બંદગી, તમારૂં કમીનાપણું દેખાડવાનો, તમારાં મનમાં ઉપજેલા વિચારોને વાસ્તવિક અને અસરકારક કરવા માટે જાહેર રૂપ આપવાનો એક માર્ગ છે. રસ્તામાં મળતાં એક ખેશી યા મિત્રને તમો સલામ કરોછો, તે પણ એક ક્રિયા છે. તેને માટે તમો, જે લાગણી, જે ભાવ ધરાવતા હોવો, તે લાગણી યા ભાવને જાહેર નજરે પડતું રૂપ આપવાનો તે એક માર્ગ છે. જે પ્રમાણમાં તમો વધારે અદબઅદા સાથે તેને સલામ કરોછો, તે પ્રમાણમાં તમો તે સામા ધણી માટે તમારૂં માન, તમારી લાગણી, તમારો ભાવ જણાવોછો. તેજ મુજબ અહુરમઝ્દનું નામ દેતાં, તેની બંદગી કરતાં, તમો જાણે તેને અનદીઠ રીતે સામા મળી નમોછો. તેમ નમી તમો તમારા ભક્તિભાવને રૂપ આપોછો.

**ક્રિયામાં યાદ રાખવાનો નિયમ**—પણ ક્રિયા કરતી વખતે યાદ રાખવું જોઇએ કે ખુદા-

તાલાની સર્વથી સ્વચ્છ સેતાયશ ખરાં જીગરની છે. ક્રિયા વિનાનું સાફ હૈડું ચાલે, પણ સાફ હૈડાં વિનાની ક્રિયા નહિ ચાલે. "ફ્રેરસ્તુયે હુમતોઈભ્યરચા" નામની આપણી એક નામીચી બંદગી, જે દર સહવારે ફ્રર-જયાત તરીકેની બંદગીના એક ભાગ તરીકે ભણવામાં આવે છે, તેમાં અમેશાસ્પંદો, જેઓમાં અહુરમજ્દ પેહેલો દરજ્જો ભોગવે છે, તેઓને ભણનાર પોતાનું ખાલેસ દિલ અર્પણ કરવાને કહે છે. ત્યાં આપણે ભણયે છિએ કે, "ફ્રેરા વે રાહી, અમેષા સ્પેન્તા, યસ્નેમ્ચા વહ્મેમચા ફ્રેરા મનંઘ્હા, ફ્રેરા વચંઘ્હા, ફ્રેરા ષ્યઓથના, ફ્રેરા અંઘ્હુયા, ફ્રેરા તન્વરચીત ખધ્યાઓ ઉશ્તનેમ."

અર્થ—"ઓ અમેષાસ્પંદો! આરાધના અને સ્તુતિ, ખુદ મારા પોતાનાં તનનો જાન, મારા વિચાર, વચન અને કામથી, મારાં અંતઃકરણથી, હું તમોને અર્પણ કરૂં છું."

ત્યારે જો એક જરથોશ્તી અહુરમજદને, પોતાના સ્વચ્છ વિચાર અને કામોથી યાદ કરે અને તેની સ્તુતિ ગાય, તો તે સર્વ પ્રકારે કબૂલ છે. સ્વચ્છ અને ખાલેસ અંતઃકરણ તે દાદારને અર્પણ કરવું એ ઘણુંજ જરૂરનું છે. માટે યાદ રાખવું કે, જોકે ક્રિયાની, જેમ

સંસાર વેહવારમાં તેમ ધર્મમાં જરૂર છે, તોપણ ક્રિયાઓ ( ritual ) તે કાંઈ સઘળો ધર્મ નથી. ક્રિયા વગરનો કોઇ ધર્મ નથી. પણ તે કદાચ હોઈ શકે યા આપણે કલ્પી શકિયે. પણ ધર્મ વગરની ક્રિયા નહિ હોય. ધર્મ પેહેલાં અને ક્રિયા પછી. ક્રિયા, ધર્મનાં મૂળ-તત્વો મન ઉપર મજબુતીથી ઠસાવે છે. ધર્મનું યકીન રાખવું, ધર્મનો એતેકાદ ધરાવવો, અને તે એતેકાદ ધરાવી ધર્મનાં ફરમાન પ્રમાણે અમલ કરવો એ પેહેલે જરૂરનાં છે. ક્રિયા ફક્ત ધર્મનો એક ભાગ છે.

આપણે ધ્યાંન રાખવું જોઇએ, આપણે તપાસ રાખવી જોઇએ કે, ક્રિયાઓ છે તે ખુદાતાલાને પિછા-નવાનો, તેની સ્તુતિ કરવાનો એક માર્ગ છે, એક સાધન છે, પણ તે ખુદ તેની સેતાયશ નથી. માટે ક્રિયા કરનારે ખાલેસ દિલ, નેક નૈયત, જરૂર રાખવાં જોઇયે. હોમની ક્રિયામાં તે ક્રિયાના સદગુણો પ્રાપ્ત થાય માટે ભણનાર એકરાર કરવાની અને તે પ્રમાણે અમલ કરવાની જરૂર જોય છે કે, "પાંચ-માંનો હું છું, પાંચમાંનો હું નથી. હું સારા વિચારનો છું, બુરા વિચારનો નથી. હું સારાં વચનનો છું, બુરા વચનનો નથી. હું સારાં કામનો છું, બુર

કામનો નથી. હુ ફર્માન સાંભળનાર છું, નાફર્માન નથી. હું અષો છું, દરવંદ નથી."[1]

ઇરાનના પાદશાહ, પેહેલવાનોના દાખલા દેખાડે છે કે જોહાક, અફ્રાસીયાબ અને વેસેનાં ખાનદાનવાળાઓએ તેઓના હરીફોના જેવીજ ક્રિયાઓ કરી હતી. પણ તેઓનો હેતુ બુરો હોવાથી તે ક્રિયા કરી માગેલી દુઆ પાર પડી નહિ.

જે ક્રિયા, ક્રિયા કરનારને વધારે પવિત્ર બનાવે તેજ ક્રિયા બરહક છે, નહિ તો ફોકટ. ક્રિયાઓની મતલબ આપણાં મનના ઉત્તમ વિચારો તરફ, આપણી રવાનીક (રવાનને લગતી) હાલત તરફ, આપણાં મનને ફેરવવાની, આપણાં મનને ખેંચવવાની છે. ક્રિયાઓએ આપણાં મનની હાલત, આપણી રવાનીક હાલત ચહડતી કરવી જોઇએ. પોતાના ધર્મની ક્રિયાઓ ઘણાકોને વાહાલી હોય છે અને તેઓને મનથી તે પવિત્ર હોય છે. પણ તે ખરી પવિત્ર ત્યારે ગણાય, કે જ્યારે તે ખરાં જીગરનો ભક્તિભાવ માણસનાં મનમાં વધારે.

ક્રિયાઓની અગત બાબે ઉપર મુજબ થોડુંક વિવેચન કરી હવે આપણે આપણી કેટલીક જરથોશ્તી ક્રિયાઓ બાબે વિચાર કર્યે.

---

(૧) યજશ્ને, હા ૧૦, ફ. ૧૬.

# પાદિયાબ કુસ્તી.

પાદિયાબ એ અવસ્તાનો પઈત્યાપ ('પઇતિ' અને 'આપ') શબ્દ છે, જેનો અર્થ "(શરીરના ઉંઘાડા ભાગ) ઉપર પાણી નામી તેઓને સાફ કરવા," એમ થાય છે. ખાસ કરી કુસ્તી બાંધતી વખતે હાથ મોહડું ધોવાની જે ક્રિયા કરવામાં આવે છે, તે ક્રિયા ને "પાદિયાબ કરવા" એમ કહેવામાં આવે છે. એ ક્રિયાની અસલ શુભ મતલબ તનની સ્વચ્છતા જાળવવાની છે. શરીરના ઉઘાડા ભાગોને કંઈ અસ્વચ્છતા, માલુમ યા બેમાલુમ રીતે, લાગી હોય તો તે પાણીથી સાફ કરવી, એ અસલ મતલબ છે. આપણે "પાદિયાબ કુસ્તી," એમ હમેશાં સાથે શબ્દો બોલ્યે છિએ, કારણ પાદિયાબ કરી કુસ્તી છોડીને બાંધવામાં આવે છે. એમ પાદિયાબ કુસ્તી મુખ્ય કરી નીચલા પ્રસંગોએ કરવાનો આપણા વડીલોનો શુભ રેવાજ છેઃ—

૧. જાજરૂએ જઇ આવ્યા પછી, યાને હાજતોથી ફારેગ થવા પછી.

૨. ખાનું ખાવા પેહેલાં.

૩. કોઇ પ્રકારની બંદગી કરવા પેહેલાં.

૧. એ ત્રણ પ્રસંગોમાંથી પેહેલે પ્રસંગે પાદિયાબ કરવાનો રેવાજ તો ખચીત આપણી તંદરૂસ્તીને અર્થે અને સ્વચ્છતા કાજે છે. હાજતે જતાં આપણાં શરીરના ખોલ્લા ભાગોને કોઇ પ્રકારની અસ્વચ્છતા લાગવાનો સંભવ છે. માટે તે અસ્વચ્છતા લાગી હોય તો તે પાણીથી પાદિયાબ કરવાથી દૂર થાય છે. એ એક ઘણો ભલો સફાઇ સુગડાઈનો રેવાજ છે. તેથી રોગનાં કોઇ બીજો આપણે આપણાથી દૂર રાખ્યે છિએ, એટલુંજ નહિ, પણ આપણાથી તે બીજાંઓમાં ફેલાતાં અટકાવ્યે છિએ.

૨. ખાના આગમજ "પાદ્યિયાબ" કરવાનો રેવાજ પણ ભલો છે. હાજતે નહિ પણ ગયા હોઇએ, તોપણ બાહેર કામકાજે ફરતાં, જો શરીરને કાંઇ અસ્વચ્છતા લાગી હોય, કે જેથી નજીસાતનાં બી આપણાં શરીરના ઉઘાડા ભાગને લાગ્યાં હોય, તો ખાના આગમજ હાથ મોહોડું ધોવાથી તે દૂર થાય છે વળી એમ દિવસમાં એકથી વધુ વખત હાથ મોહોડું ધોવાથી તનને અને આપણી આંખોને જરા તાજગી મળે છે અને તે તનની તાજગી સાથે જરા મનને પણ તાજગી મળે છે.

૩. બંદગી કરવા આગમજ કુસ્તી પાદિયાબ કરવામાં પણ પેહેલે તનની સ્વચ્છતાની મતલબ છે.

પણ એ મતલબ સાથ એ પાદિયાબની ક્રિયા એક નિશાની ( symbol ) યા ઈધાંની તરીકે મનને તેજસ્વી કરવાની એક ક્રિયા છે. દાદારની બંદગી કરતી વખતે માણુસે પોતાનાં મનને, પોતાનાં જીગરને કોઇ પણ ખરાબ વિચારોથી, કોઇ પણ બુરી લાગણીઓથી દૂર રાખવાં જોઇએ. ત્યારે બંદગી કરવા આગમજ તનને સ્વચ્છ કરવાની ક્રિયા, એક પ્રકારની નિશાની તરીકે, ભાન આપે છે કે, જેમ તનની અસ્વચ્છતા દૂર કરવા માટે પાદિયાબની જરૂર છે, તેમ બંદગી યા ક્રિયા કરનારને મનની અસ્વચ્છતા દૂર કરવાની જરૂર છે. જેમ તનને સ્વચ્છ કરવા પાણીની જરૂર છે તેમ મનને સ્વચ્છ કરવા ભલા વિચારો, વચનો અને કામોની જરૂર છે. પાદિયાબ કરવા પેહેલાં "ક્ષનઓથ્ર અહુરહે મજ઼્દાઓ" શબ્દો ભણી એક 'અષેમ વોહુ' ભણવામાં આવે છે, એટલે ભણુનાર કહે છે કે તે જે પાદિયાબ કરે છે તે અહુરમજ઼્દને ખુશી કરવા યા અહુરમજ઼્દને પિછાનવા માટે છે. કારણકે "પવિત્રાઈ (તનની અને મનની) ભલી છે (અષેમ વોહુ)" અહુરમજ઼્દે પોતે ઠેરવેલું છે કે, "પવિત્રાઇ માણુસ માટે જન્મથીજ સર્વથી સરસ છે." શરીરની સ્વચ્છતા મનની સ્વચ્છતાનો ખ્યાલ આપે છે.

**નાહાન નાહવાની ક્રિયા**—એક જરથોશ્તીની જીંદગીના, નવજોત અને લગ્ન[1] જેવા, અગતના બનાવો વેળા નાહાન નાહવાની ક્રિયા અગતનો ભાગ લે છે. 'નાહાન' શબ્દ અસલમાં સંસ્કૃત 'સ્નાન' છે, જેનો અર્થ 'નાહવું' થાય છે. જીંદગીના એવા અગતના બનાવો વખતે પવિત્ર પાણીથી પેહેલે નાહવું, એ ઘણો પુરાણા કાળનો રેવાજ છે. ફિરદોસી પ્રમાણે પાદશાહ બેહરામગોરે પોતાની રાણી સેપીનુદને એમ આદર ગુશસ્પના આતશબેહરામમાં સ્નાન કરાવ્યું હતું.

આ ક્રિયા જીંદગીના નવા તબક્કામાં દાખલ થતી વેળા એવું ભાન આપવા માટે છે કે આપણે તનની સ્વચ્છતા સાથ મનની સ્વચ્છતા જાળવવી. તનની

---

(૧) લગ્ન વખતે, એમ પરણતાં જોડાંએ પવિત્ર ગણાતાં પાણીથી નાહવું, એવો રેવાજ અસલી યુનાનીઓમાં પણ હતો. એથન્સમાં કેલીહી અથવા ઇનીઆક્રુનોસ (Callirhœ or Enneacrunos) નામના ઝરાનું પાણી પવિત્ર ગણાતું. થીબ્સમાં ઇસ્મેનસ (Ismenus) નામના ઝરાનું પાણી પવિત્ર ગણાતું (The Home Life of the Ancient Greeks, by Pof. Blimner translated by Alice Zimmern, p. 137).

સ્વચ્છતા મનની સ્વચ્છતાનું ભાન આપે છે. તે કહે છે કે, 'જેમ આપણે શરીરને સાફ રાખવાની કોશેશ કર્યે તેમ મનને પણ તે ઉપર લાગેલા કોઇ બુરા વિચાર વિગેરેના મેલથી સાફ રાખવાની કોશેશ કરતા રેહવું. એ ક્રિયા એક પ્રકારની નમનતાઇ (humility) નું ભાન આપે છે.'

## નવજોત, સદરો–કુસ્તી.

**નવજોત**—એક બાળકને સુદરેહ અને કુસ્તી પેહરાવવાની ક્રિયાને નવજોત કહે છે. "નઓજોત" એટલે "નવો ક્રિયા કરનાર." આ ક્રિયા કરવા પછી, એટલે કે સુદરેહ અને કુસ્તી પેહેર્યા પછી, એક જરથોશ્તી બાળક જરથોશ્તી ક્રિયાઓને લાયકનું થાય છે, માટે એ ક્રિયાને એ નામ મળ્યું છે. સાત વર્ષની ઉમ્મરે એ ક્રિયા કરી એક બાળકને જરથોશ્તી દીનમાં લેવાનું ફર્માન છે. પણ જો કોઇ સબબે, દાખલા તરીકે બાળકની કમસમજને લીધે, તેમ કરવામાં નહિ આવે, તો તે પછી કોઇ પણ ઉમ્મરે, પણ ૧૫ વર્ષ સુધીમાં તો, સુદરેહ કુસ્તી પેહડાવવો જોઇએ.[1]

---

(૧) સદ્દર. કોઇ નકલ ૧૪ વર્ષ પણ જણાવે છે. "સીજદેહ બાબ આન કે બેહદીનાન જે મર્દાનો જનાન ચુ રસદ બા ચાર દેહ સાલ ઓમ્રે ઇશાન દર જેહાન વાજેબ આનસ્ત કર્દન. હમીશે જેહદ વ કુસ્તી દાશ્તન દર જમાને કુદકી બાયદ અદ્દાન બેગુમાશ્તન." (સદ્દર નજમ, દર ૧૩ મો).

અવસ્તા મુજબ ઘણામાં ઘણી ૧૫ વર્ષની ઉમ્મરમાં સુદરેહ કુસ્તી પેહેરવો જોઇએ.[1] સદદર કેતાબ[2] પણ એમ કહેછે.

**સદરો. સદરા શબ્દનો ધાતુ અને અર્થ—** સદરો શબ્દ અસલમાં શું શબ્દ છે તે ચોકસ નથી.[3]

---

(૧) વંદીદાદ ફર્ગર્દ ૧૮, ફ. ૫૪–૫૫.

(૨) "યત ના જહિક પસ્ચ પન્ચદસીમ સરેધેમ ફ્રપતઇતિ અનઅઇવ્યાસ્ત વા અનબ્દાતો વા, પસ્ચ તુઇરીમ ગામો-ભેરેતીમ ઙઘરે પસ્ચએત વએમ યોઇ દએવ હકત વએમ અવ-મિવામહિ હિજવસ્ચ પિત્રસ્ચ."

અર્થ—(દેવી સરોશ યજદને કહે છે) જ્યારે જહિક (યાને એક અનીતિવાન મર્દ) ૧૫ વર્ષ પછી કુસ્તી પેહર્યા વગર અથવા સુદરેહ પેહર્યા વગર* ભટકતો ફરે છે ત્યારે તેણે ચોથું પગલું ભરવા બાદ શેતાનીથી અમો, જેઓ દેવો, તેઓ, ત્યાર પછી તુરત તેની જીભને અને તેની ચર્બીને (યાને અબાદીને) કમી કર્યે છિએ.

* "અનઅઇવિહાતો"નું ટુકું રૂપ (Haug.)

(૩) આંકુએટીલ દુ પેપોં કહેછે કે અવસ્તામાં સદરા માટે "સ્તેહર પએશંગ" શબ્દ છે. † એ શબ્દોનો તે "ઉપયોગી કપડું" એમ અર્થ કરે છે. ‡

† યજસ્ને. હા ૯, ફ. ૨૬. "અઇવ્યાઓંઘનેમ સ્તેહર પએસંઘનેમ" એટલે "સેતારાથી શણગારેલી કુસ્તી."

(‡) "Le Saderé est nommé en Zend *Setèhr péeschengh'e*, c'est a-dire, tapi (étofe) utile et en Pehlvi, *Chev-kosti*, c'est-à-dire (qui se met) sous le Kosti" (Zend Avesta, Tome II P. 529).

સદરો સફેદ કપડાંનો બનાવવામાં આવે છે, કારણ સફેદ રંગ ગુનાહ વિનાની નિર્દોષ હાલતની નિશાની છે. સદરાને ગળાં આગળથી જે કોથળી સમાન ભાગછે તેને 'ગીરેહબાન' અથવા 'કીસ્સે એ કેર્ફે, કહે છે. 'કીસ્સે એ

---

અર્થ—સદરાને જન્દમાં "સેતેહર પેશૅગહે" એટલે "ઉપ્યોગી કપડુ" કહેછે અને પેહેલવીમાં "શેવ કોરતી" એટલે કે "જે કુરતીની નીચે પેહેડવામાં આવે છે તે" કહેછે.

દસ્તુર એદલજી દારાબજી સંજાણા, આંકુએટીલે દેખાડેલો સદરા માટે અવસ્તાના ઉપસ્રા શબ્દ સાથનો સંબંધ કબૂલ રાખતા દિસે છે. તેવણ આંકુએટીલના ઉપસ્રાં લખાણનો એશારો કરે છે અને પેહેલવી વજર કર્દ દીની ને આધારે જણાવે છે કે "સુદરેહને અવસ્તા જોબાનમાં 'સતહર પેસંઘેમ' કહે છે અને પેહેલવી તથા પાજંદ જબાનમાં 'નમક તથા શેવે કુરતી' કરીને કહે છે અને ફારસી જોબાનમાં 'શુદરેહ અને શુદરાહા' કરીને બોલે છે. એ શુદરેહ બોલની માએની તે ફાએદેમંદ રાહા અને નફા ભરેલા મારગને કહે છે." (મોજેજાતે જરથોસ્ત્રી, પા. ૧૦).

ડા. વેસ્ટ પણ એ સદરા શબ્દને "સુદરેહ" એટલે "ફાયદો આપનાર રાહ" ધારે છે. †

કોઇ સદરા શબ્દને અવસ્તા "વસ્ત્ર" એટલે પોશાક શબ્દમાંથી "વ" નિકળી જઇ "સ્ત્ર" શબ્દ ઉપરથી બનેલો ધારે છે. ‡

(†) S. B. E., Vol. V, p. 286.

(‡) એરવદ તેહમુરસ દીનશા અંકલેસરીઆ. Le Zend Avesta, par Darmesteter II p. 243 n. 13

કેફૂં' એટલે "સવાબની કોથરી." એ ગીરેહબાન પેહે-રનારને ભાન આપેછે કે, એક માણસ, જેમ પોતાની કોથળી પૈસાથી ભરવાની આશા રાખે છે, તેમ તેણે તે સવાબનાં કામોથી ભરવાની આશા રાખી કોશેશ કરવી જોઇએ.

**કુસ્તી શબ્દનો અર્થ**—અવસ્તામાં જે "અઇવ્યા ઓંઘહન" શબ્દ[1] છે, તેનો અર્થ પેહેલવીમાં કુસ્તી (કુસ્તીક) કર્યો છે.[2] ફારસીમાં એ શબ્દ કુસ્તી છે. પેહેલવીમાં એક 'કોસ્ત' શબ્દ છે, તેને મળતો ફારસી 'કોસ્ત' છે. તે શબ્દ ઉપરથી આ કુસ્તી શબ્દ બનેલો ધારવામાં આવે છે.[3]

---

(૧) વંદીદાદ, પર્ગર્દ ૧૮, ફ. ૯, ૫૪.

(૨) મુન સે જર્માંએ રદીઅ અઇવ્યાંઘહન લા અઇવ્યાં· ઘીનીનેત આબગ સે શન્ત શપીક કુસ્તીક લા વખ્સુનેત.

અર્થ—જે ત્રણ બાહારની મોસમ સુધી અંઇવયાંઘંહન નહિ આસપાસ પેહેરે એટલે ત્રણ વર્ષ સુદરેહ (શપીક અથવા શવીક) કુસ્તી નહિ ધરાવે. (સ્પીગલનો પેહેલવી વંદીદાદ પા. ૧૯૭, હેઠેથી ઉપરની એક લીટી.)

(૩) કોસ્ત શબ્દને ઘણીક રીતે સમજાવી શકાય છે. (ક) 'કોસ્ત' (ફા.) એ શબ્દનો અર્થ "દિશા, બાજુ, તરફ" થાય છે. ત્યારે 'કુસ્તી'નો અર્થ "(જરથોસ્તી ધર્મની) ખરી બાજુ દેખાડનાર નિશાની" થાય. જેઓ 'સુદરેહ'નો અર્થ "ફાયદા ભરેલો માર્ગ" કરે છે તેઓના વિચારને મળતો એ અર્થ છે.

કુસ્તી એક નીતિનું ભાન આપનાર ચિન્હ (Symbol). તેનો ખુલાસો—કુસ્તી એક જાતનો કમરબંદ છે, અને તે કમરે બાંધવામાં ચિન્હ રૂપે (Symbolically) કેટલીક મકસદો

---

(ખ) વળી ફા. 'કોસ્ત' શબ્દનો અર્થ "કમર, પેટ" પણ થાય છે. તે ઉપરથી પણ કદાચ એ શબ્દ હોય, અને તેનો અર્થ એમ થાય કે "કમ્મર યા પેટ ઉપર બાંધવાની ચીજ," કારણ, દાદેસ્તાને દીનીમાં કુસ્તીને કમ્મર ઉપર બાંધવાને ફર્માવ્યું છે. †

† પુર્સેશ ૩૮, બાબ ૩૯.

(ગ) વળી 'કોસ્ત'નો અર્થ 'હદ' પણ થાય. જેમકે 'પવન કોસ્ને નીમરૂજ.' ‡ એટલે "નીમરૂજની હદમાં." ત્યારે કુસ્તીનો અર્થ આપણને "ખરા માર્ગની હદમાં રાખનાર નિશાની" પણ થાય. અવસ્તાના "અવ્યાઓંઘહન" શબ્દનો અર્થે ધાતુ પ્રમાણે (અઇવિ=આસપાસ અને આહ=બેસવું) "આસપાસ બેસવું," એટલે "હદ બાંધવી" થાય. ત્યારો "હદ બાંધનાર"ને અર્થે, "કુસ્તી" શબ્દનો અર્થે અવસ્તાનાં અઇવ્યાઓંઘહનને મળતો થાય.

‡ બુનદેહેશ બાબ ૧૩.

(ઘ) વળી કુસ્તી શબ્દને કેટલાકો ફા. 'કિસ્તી' કોંગ્રસે 'વાહાણ' સાથ સરખાવે છે. જો એમ લેઇએ તો એ કિસ્તી શબ્દ કદાચ અવસ્તા "કશ" 'કિનારો' અને 'તિ' હોય. એમાં કશ એટલે કિનારો, તે ફા. 'કશ' ખેંચવું છે. ત્યારે કિસ્તી શબ્દનો અર્થ "કિનારે ખેંચનાર" થાય. ત્યારે 'કુસ્તી' એટલે કે 'સલામત માર્ગે લઇ જનાર'.

શીખવામાં આવી છે. તે બાબે દાદેસ્તાને દીનીમાં લાંબી જીકર છે.

૧. પેહેલું તો કુસ્તી એક કમરબંદ તરીકે બાંધવાનો સબબ દાદેસ્તાને દીનીમાં જણાવવા મુજબ આ છે કે, "ખુદાતાલા માણસો તરફથી આ ઇચ્છેછે કે તેઓ રાસ્ત બંદગી (યાને, તાબેદારી) થી તેની બાજુએ બરાબર રીતે ઉભાં રહે;"[૧] એટલે માણસ જાતે દાદાર તરફ હંમેશા બંદગી (એટલે એક બંદા તરીકેની તાબેદારી) ની હાલત દેખાડવી જોઇએ.

હવે બંદગીના ફાયદા યા પરિણામ, દુનિયાઇ નજરે જોતાં, જાહેર નજરે પડતાં નથી. દાદેસ્તાને દીનીમાં

(૧) "મિન અનશુતાઆન દેનમન નવીહુનેત દરૂગ્ન નીમેહદા ઇકવીમુનેત ઇ પવન રાસ્ત બન્દગીઅ." દાદેસ્તાને દીની (S. B. E. XVIII. બાબ ૩૯, ફ. ૫)

કુસ્તી બાંધનારાઓ દાદારની બાજુએ (નીમે) ઉભા રહેલા ગણાય છે, એમ સદદર નસર (બાબ ૧૦) પણ કહે છે.

બ કુસ્તી હરાન કસ કે બાશદ ગની
બીરૂન રફતે અજ નીમે આહરીમની
બદાન નીમેહ ઓહરમજદી શવદ
બ દીને નેથામાન ખુદ બેગદંદ.

(૨) બાબ ૩૯, ફ. ૫

દાખલો આપે છે કે, જેમ એક ઝાડ રોપવાનો ફાયદો યા પરિણામ તેનાં ફળમાં મળે છે, ખોરાક ખાવાનો ફાયદો તેના સ્વાદમાં મળે છે, સ્પરેમ અથવા સબજા જેવા પાલાનો ફાયદો તેના સોરમમાં મળે છે, રંગદાર ચીજોનો ફાયદો તેના નજરે પડતા રંગોમાં મળે છે, અને મોહોડેથી બોલાયલા સખુનોનું પરિણામ તે સખુનોથી જાહેર પડતી પસંદગી વિગેરેથી મળે છે, તેમ બંદગીનું—તે દાદારની ખરાં જીગરની બંદગીનું—પરિણામ, જો કે તે મળ્યા વગર રહેતું નથી, તોપણ, તે ઉપલી ચીજોનું પરિણામ જેમ નજરે પડે છે તેમ, નજરે પડતું નથી.

દાદેસ્તાને દીનીમાં કુસ્તી બાબે જે વધુ કહે છે તેનો સાર નીચે પ્રમાણે છે: બંદગી માટે કોઇક જાહેર નિશાન હોવી જોઇએ. દાખલા તરીકે ભણતાં આપણું સર નમાવવું. આપણું સર, જે શરીરનો ઉંચામાં ઉંચો ભાગ છે, તે પરસ્તેશ અને નેમાજ કરતી વખતે, પગ જે શરીરનો નીચામાં નીચો ભાગ છે, તે આગળ નીચે કરવું અને જમીન ઉપર મેલવું (એટલે પગે લાગવું, યા નાક–ઘસની કરવી), એ ખુદાતાલાને આપણું કમીનાપણું, નમ્રતાપણું દેખાડવાની, આપણી બંદગી (બંદા તરીકેની હાલત) જાહેર કરવાની નજરે

પડતી નિશાની છે. એ મુજબ, એમ વાંકા વળી નમવું, એ બંદગીની જાહેર નિશાન છે, તોપણ કુસ્તી એમ બંદગીની હાલત દેખાડવા કાજે તેના કરતાં એક ચહડતા પ્રકારની નિશાની છે.

એવી (બંદગી અથવા બંદા તરીકે) ની હાલતને એક દેખઇતું રૂપ આપવા કાજે કુસ્તી, જે એક જાતનો બંદ, એક જાતનો કમરબંદ છે, તે બંદગીનું (તાબેદારીનું) સાધન, બંદગીની નિશાન [1] છે. એક માણસ જ્યારે તે બંદ (યાને કુસ્તી) પોતાનાં શરીર ઉપર જોએ, ત્યારે તે યાદ કરતો રહે કે, "હું ખુદાનો બંદો છું." પોતાનાં શરીર ઉપર કુસ્તીનો બંદ જોઇ તે અવારનવાર તે દાદારને યાદ કરતો રહે અને કમીનાપણું પિછાનતો રહે.

દાદાર અહુરમજ્દની દરરોજ બંદગી જરૂરની છે. તે બંદગી યાને તાબેદારી માણસ પોતાનું સર વાંકું કરી અથવા પગે લાગી દેખાડી શકે અને તેમ દેખાડી તે પોતાનું કમીનાપણું જાહેર કરી શકે. તોપણ કુસ્તી કમીનાપણું અને બંદગીની હાલત દેખાડનારી એક બુઝોર્ગ નિશાની છે. [2] ત્યારે કુસ્તી તે

---

(૧) પતવન્દે બન્દગીઅ, નિશાને બન્દગીઅ.

(૨) નેશાને અબરીઅ બન્દગીઅ અએત રસ્ત.

ક્દાદારની સેતાયશની, તેના તરફ તાબેદારી દેખાડવાની, તેના તરફ બંદા તરીકેની હાલત જાહેર કરવાની યાદ આપનાર એક મોટી ઇધાની છે, એક નિશાની છે.[1]

ત્યારે દાદારની બંદગીની અથવા તાબેદારીની નિશાની તરીકે કુસ્તી બાંધવાની નેમ ઘણાક પ્રકારની છે.

૧. એક તો આ કે કુસ્તી મીનોઇ, રેવાજી અને આકીનને લગતી[2] ઇધાની[3] છે.

કુસ્તી તે દાદાર તરફની બંદગીની નિશાની છે, એમ સદદર[4] પણ કહે છે.

૨. એક કમીનામાં કમીના બંદા અને તેના મોટામાં મોટા ધણી (કસીસ્ત બન્દે વ મહીસ્ત ખુદા) વચ્ચે એક પ્રકારનો સંબંધ છે. તે બંદો યા નોકર પોતાની નોકરીની નિશાની તરીકે તન ઉપર બંદ બાંધે છે (મદમ તન બન્દે બન્દગીઅ નિશાન). તેમ

(૧) પરસ્તશ્નં દખ્શે વ નીશાન રબા. (૨) મીનાઇ રીસ્તકીક વ વરોયરનીક. (૩) નુમાવસ્ને. (૪) સદદર નસર, બાબ ૧૦.

કે કુસ્તી બુવદ બન્દગીરા કમર
બ ફ્રર્માને યજદાન દર આવુર્દે સર
નેશાનીસ્ત અજ તાઅતે કેર્દગાર
કમર બન્દગીરા તો મર્દાન દાર.

આપણે ખુદા, જે આપણો મોટો ધણી, આપણો મોટો સાહેબ છે, તેના નોકર તરીકે કુસ્તીના બંદને બાંધીએ છિએ.

૩. વળી દીનમાં ફર્માવેલું છે કે મનશની, ગવશ્નની અને કુનશનીને એક બંદ મારફતે ગુનાહથી એક બંદા માફક બંદમાં રાખવાં. કુસ્તીનો બંદ તેની યાદ આપે છે. તે નિશાની તરીકે યાદ આપે છે કે એ બંદ બાંધીને તમોએ તમારા વિચાર, વચન અને કામોને ગુનાહથી બંદ યાને દૂર રાખવાં. જેમ તમો એક ચીજને અંદર મેલી બહારથી બંદ કરો કે બાહેરનું કોઇ તેમાં દાખલ થાય નહિ, તેમ તમારાં ભીતરનાં સ્વચ્છ વિચાર, વચન અને કામને સાફ રાખવાને તમો કમરપર કુસ્તીનો બંદ બાંધોકે તેઓ ઉપર બાહારથી ગુનાહ અસર કરે નહિ.[1]

**યજદો પણ જાણે એક બંદ બાંધે છે—** કુસ્તી ફર્માનબરદારીનો અને નિયમિત ભલે માર્ગે ચાલવાનો એક બંદ છે, તે બાબેના વિચાર ઉપરથી દાદેસ્તાને દીનીમાં એક ઠેકાણે જે કહે છે કે, "યજદો પણ એ બંદવાળા છે યાને એ બંદ બાંધે છે,"[2] તે આપણને

---

(૧) દયન દીન ફર્મુદે છકવીમૂનેત મીનશ્ને ગોબશ્ને કૂનશ્ને મિન વનાસ બસ્તે પવન બન્દ દાસ્તન ચેગુન બંદે.

(૨) હમ યહાન........બન્દહોમંદ ચેહવૂન્ત. (દાદેસ્તાને દીની, બાબ ૩૫, ફ. ૨૮.)

સમજ પડે છે. એમ કહેવાની મતલબ આ કે, યજદો વટીક દાદારના બંદા છે યાને તેની બંદગી કરે છે. તેઓ વટીક તે દાદારે મુકરર કરેલા નિયમો મુજબ ચાલે છે. એ બાબદ વધારે સારી રીતે સમજવા માટે જે શારીરિક પદાર્થો ઉપર યજદો મવક્કલ છે, તેનો દાખલો લેઓ. દાખલા તરીકે સૂર્ય, જે ઉપર ખોર્શેદ યજદ મવક્કલ છે, તે લેઓ. તેની તરફ જુઓ, તો તે જાણે દાદારની બંદગીમાં કમર બાંધી રાત અને દાહડો કેવો નિયમસર પોતાનું કામ કરતો રહે છે! તેમ કરી તે તેજસ્વી રહે છે અને સાથે તે દાદારની કરોડો અને અબજો પેદાયશોને આરામ અને રાહત આપે છે.

**પાદશાહ જમશેદ અને કુસ્તી**—કુસ્તી બાંધવાના ટેકામાં દાદેસ્તાને દીનીમાં એક ઇતિહાસીક પુરૂષનો દાખલો, અને તેનાં નામથી ગવાહી, આપવામાં આવે છે. તેમાં કહે છે કે પાદશાહ જમશેદ પેહલે ભલો દીનદાર હતો. પણ તે આહરેમનના ફરેબથી ફસ્યો અને પાયમાલ થયો. પછી તેણે તે દાદાર પાસે માફી ચાહી. તે પોતાના અનુભવથી માણસોને શિખામણ કહી ગયો છે કે, "ઘણાં ભલાઇનાં કામો નાશની શકિત તુટેલી રાખે[1] અને અંદાજે અથવા

---

(૧) કબદ ફરારન કાર મૂત નીરૂએ સીચ મદમ વજારીહએત.

મધ્યમપણું જોર પકડે,[1] તે માટે એક બંદને કમર પર બાંધતાં રહેવાને ફરમાવવું—એટલે કે કમર ઉપર કુસ્તી નિશાન (દખ્શે) તરીકે બાંધેલી રાખવાથી ભલાં કામો બુરાઇને દાબેલી રાખે અને માણુસ મધ્યમપણું જાળવે."

જમશેદના કહેવા પ્રમાણે, જાણે કુસ્તી બાંધવી તે, તે દાદારની બંદગીનો કમરબંદ બાંધવા બરાબર છે. જેણે કુસ્તી નહિ બાંધી તેણે તે દાદારની બંદગી છોડી દીધી.[2]

કુસ્તી બાંધનાર પેહલો પાદશાહ જમશેદ હતો એમ સદદર પુસ્તક પણ જણાવે છે.[3]

**પેગામ્બર જરથોશ્ત અને કુસ્તી**—આ મુજબ કુસ્તી બાંધવાનું ફર્માન જરથોશ્તની આગમચનું હતું. જમશેદે તેને માટે ખાસ જરૂરીઆત દેખાડી હતી. હવે પેગામ્બર જરથોશ્તે આ ફર્માન, જે તેની આગમચ હતું, તે કબુલ રાખી તે ચાલુ રાખવાને ફર્માવ્યું અને વળી વધુ ફર્માવ્યું કે કુસ્તી દીનની નીરંગ (દીનીક નીરંગ[4]) સાથે બાંધે. અને

---

(૧) પત્માને મદમ જારીદએત. (૨) શદફૂન્ત બંદગી એ દાતાર. (૩) બાબ ૧૦.

"કે કુસ્તી જે જમશીદ આમદ પદીદ
હમે દીવો દરૂજ અજુ ના પદીદ."

(૪) એ નીરંગ તરીકે હાલમાં "નીરંગે કુસ્તી" યાને "અહુરમજદ ખુદા" ની બંદગી ભણવામાં આવે છે.

તે વહુમનનાં વસ્ત્ર ઉપર બાંધે[1] એમ કુસ્તીને સદરા ઉપર નીરંગ કુસ્તી ભણી બાંધ્યાથી, તે (ક) નાશની શકિતનું જોર વધારે તોડનારૂં[2] (ખ) ગુનાહ તરફનો રસ્તો વધારે બંદ કરનાર (રાસ ઈ વલ વનાસ બસ્તે-તર), અને (ગ) દેવોની મરજીની સાંમે વધારે થનાર[3] થઇ પડે.

**કુસ્તી બાબે દાદેસ્તાને દીની પ્રમાણે જરથોશ્તના શબ્દો**—આગળ ચાલતાં દાદેસ્તાને દીનીમાં કહે છે, કે, "સ્પીતમાન જરથોશ્તે કહ્યું છે કે કુસ્તી યજદોની બંદગીની નિશાન અને ગુનાહને બંદ રાખવાની નિશાન અને નાશની શકિતને તોડવાની નિશાન છે."[4]

**કુસ્તી કમર ઉપર બાંધવી**—હવે કુસ્તી કમરઉપર બાંધવાના સબબ તરીકે દાદેસ્તાને દીની નીચે પ્રમાણે કહે છે: (ક) "વિચારનું ઘર આપણું હૈડું

---

(૧) "વહુમનીક વસ્તર્ગ અબ્ઇનીઅંધહેત" એટલે કે "કુસ્તી સદરા ઉપર બાંધે."

(૨) નીરૂએ સીચ શેકસ્તતર, સીચ 'નાશ.' એ શબ્દ 'દીવ' પણ વંચાય.

(૩) કામે શએદાઆન કસ્તકતર

(૪) "જરથુસ્તે સ્પીતામાન ગોફ્ત આઇગ કુસ્તી મિન નીશાન બાહાન બન્દગીઅ, વ દફ્શી વનાસ બન્દગીઅ વ મિન રેશ્બાકે સીજે શેકીનીઇએત."

છે. ૧" માટે કુસ્તી કમર ઉપર હૈડાંની નજદીકમાં બાંધવી, કે જેથી ગુનાહ તે કુસ્તીનાં બંદને લીધે વિચારના તે મથકમાં બાહારથી દાખલ થાય નહિ.

(ખ) વળી ખુદાતાલાના બંદા તરીકે આપણી બંદગી, આપણી તાબેદારી, આપણી ફર્માનબરદારી દેખાડવા માટે આપણી કુસ્તી બાંધીએ છિએ. તેથી જેમ નોકરો, પોતાના ધણીઓ તરફ, પોતાના શેઠો તરફ ફર્માનબરદારી દેખાડવા કમરબંદ કમર ઉપર બાંધે છે, તેમ આપણે કુસ્તી કમર ઉપર બાંધવી જોઇએ[२].

કુસ્તી શરીરના કયા ભાગ ઉપર બાંધવી, તેને માટે એક જગ્યાએ ફરીથી પણ કહે છે કે, તે શરીરના મધ્ય ભાગ ઉપર જીગર અથવા હૈડાંની નજદીકમાં[३] તેની અવસ્તા સાથની નીરંગ ભણીને બાંધવી.

---

(૧) મીનસ્ને સુનશ બએતા લેબ્મેમન.

(૨) બાબ. ૩૯, ફ. ૧૦. "હમ બન્દ ઇ બન્દગીઅ દખ્શે મીઆને તન પીશ લેબમેમન દાસ્તન" એટલે "વળી તે બન્દ, જે બંદગીની નિશાન છે, તેને શરીરના વચલા ભાગમાં હૈડાંની નજદીકમાં રાખવો."

(૩) પવન જક ઇ દીનીક નીરંગ લેવતમન જક ગદમનહુમંદ અવસ્તા પવન દેલ વ જીગર મીઆને તન અઇબ્યાસ્તન પસ્વસ્તન.

**અર્થ**--દીનની નીરંગથી, કીર્તિવન્ત અવસ્તા સાથે, દિલ અને જીગર પર, તનની અધવચમાં તે બાંધવી અને આજુ-બાજુ વીટાળવી.

(ગ) વળી કુસ્તી શરીર ઉપર વચમાં બાંધવાના સબબ તરીકે કહે છે કે, એક ડાહ્યો આદમી નફા ટોટાની વચ્ચે અને સારાં માઠાંની વચ્ચે પિછાન કરે છે. તેથી મધ્યમપણાનો બોધ આપવાની યાદ તરીકે તે શરીરના વચલા ભાગમાં બાંધવી.[1]

**કુસ્તી દિવસમાં કેટલીક વખત બાંધવાનો સબબ**—કુસ્તી દિવસમાં કેટલીક વખત પાદિયાબ કરી બાંધવાનો સબબ આ, કે દાદેસ્તાને દીની પ્રમાણે, તેને એક નિશાની તરીકે વારેસે વખત જોવાથી (હુંગામીકાન વીનશ્નીઅ) આપણને યાદ આવે છે કે, મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીને ગુનાહથી બચાવવાં. એવી યાદ બે પ્રકારે ઉપયોગી છે. એક તો ગુનાહ થઇ ગયા હોય, તેની તે યાદ આપે છે, અને તેથી તે માટે પસ્તાવો કરવાને સુચવે છે; અને બીજું તો આ કે, વધુ ગુનાહો નહિ કરવાને તે સાવચેત રાખે છે.

---

(૧) મેમન ચેગૂન દાનાક અનશ્રતા વચીન કેર્દાર યેહવૂનેત અન્દરે સુદ વ જીઆન વ અન્દરે શપીરીઅ વ સલીતરીઅ અવીનચ જીનાકે કૂસ્તી અન્દર અબ્દર વ અવર.

**અર્થ**—જેમ ડાહ્યો મરદ ફાયદા અને નુકસાનની વચ્ચે અને ભલાઇ અને બુરાઇની વચ્ચે પિછાન કરીને (lit ચુંટી કાહાડી) કામ કરનાર છે, તેમ કુસ્તીની જગ્યા નીચલા અને ઉપલા ભાગની વચ્ચે છે.

કુસ્તી બાંધવી, તે ક્રિયાનાં ભણુતર સાથે બાંધવી--હવે કુસ્તી બાંધવી એ અલબતે, ઉપર કહ્યું તેમ, તેની ચિનહરૂપી સમજણ (Symbolic signification) ને લીધે ભલું કામ છે. તે પોતામાંજ એક ભલું કામ છે, એક કિર્તિવંત કામ છે. પણ જો તે વળી ભણુતર અને ક્રિયા સાથે બાંધી હોય તો તે કિર્તિવંત કામોમાં વધુ કિર્તિવંત, ભલાં કામોમાં વધુ ભલું ગણાય. તે બાંધવાથી થતા ફાયદાઓમાં વધારો થાય. તે યજદોનાં ખોરેહમાં ખોરેહ ઉમેરવા બરાબર ગણાય.[1] એવી રીતનાં ચિનહો દેખાડનાર કુસ્તી, ઉપર જણાવવા મુજબ, ક્રિયાનાં ભણુતર સાથે બાંધવી, એ નામાંકિત કિર્તિવંત પુરૂષોનો તરીકો છે, ડાહ્યા આદમી-

(૧) હમ દીન કૂસ્તી બન્દશ્નીઅ માનાકે ગદમન ઇ મીઆને ગદમનાને યહાન, મેમન બેનફ્રુથમન અએત પવન આવા ફ્રીઅ એ અહવો.

અર્થ—દીન (ના ભણુતર યા ક્રિયા) સાથે કુસ્તીનું બાંધવું યજદોના નુરોની વચ્ચે નુર હોવા બરાબર છે, કારણકે (અમથી ભણ્યા વગર કુસ્તી બાંધવી) એ પોતે કોઇ મીનોઇ રાહબર (અહવો=અવસ્તા અહૂ) ની મદદ (આવાફ્રીઅ=અવસ્તા અવંઘહ) સમાન છે.

ઓનો રેવાજ છે, પાદશાહોનું ફ્રર્માન અને પેગા-મ્બરોનો ફતવો છે.[1]

**કુસ્તી રોશની તરફ નજર કરી બાંધવી**—દાદેસ્તાને દીનીમાં કહે છે કે, "નહિ ગણાય એવા (વખત)થી (from times immemorial) માણસો નેમાજ રોશની (શએત)[3] તરફ લેઇ જવાની ફરજ ગણે છે." આપણો રેવાજ છે કે કુસ્તી હમેશાં ખો-

---

(૧) અમત દેન્મન કૂસ્તીક બન્દઇએત મૂનશ અન્દ દખ્શે ર નેશાને મૂર્ત્તક વ લેવતમન દેન્મન ગહમનાનમૂન-દાન આઇનીને એ ગહમનકુમંદાન રીસ્તે ફ્ર્ઝાનગાન વ ફ્રર્માને હૂ્યુપતાન વઝીરે શીરસ્તેગાન મદમ પર્વસ્ત ઇકવીમૂનેત.

**અર્થ**--જ્યારે આ કુસ્તી, જેને આટલી બધી સગનવંતી (યાને, મુબારક) નિશાનો અને ઇશારતીઓ છે તે બાંધવામાં આવે અને તે ખોરેહવાળાઓની આ (એટલે ક્રિયા સાથની) ખોરેહમંદ રીત મુજબ (બાંધવામાં આવે) તો ભણેલા આદમીઓનો રેવાજ અને પાદશાહોનું ફ્રર્માન અને પેગામ્બ-રોના ફતવા પ્રમાણે બાંધેલી (પર્વસ્તે) ગણાય.

(૨) અમર્ગાનીહા અનશુતા નેમાજ ખોદંસ્નીઅ વલ શએત ફ્રીજાપીકતર યખસુન્દ (એ. તેહમુરસ દીનશા અંકલે-સરીવાનો ટેક્ષ્ટ પા. ૧૦૪). (૩) ડા. વેસ્ટ, જુદી રીતે સમજી, એ બોલ 'શએદા' (દેવ) વાંચી hypocrisy અર્થ કરે છે.

શેંદ તરફ, અથવા ખોર્શેદ અસ્ત પામ્યો હોય તો, ચેરાગ તરફ, અથવા ચેરાગ નહિ હોય તો સેતારા તરફ જોઇને કરવી, તે આ ફર્માન મુજબ છે. કુસ્તી બંદગીનો, તે દાદારની ફર્માનબરદારીનો, અને ગુનાહને બંધ રાખી સવાબનાં કામો કરવાનો રાહ દેખાડે છે. રોશની પણ આપણને શારીરિક રીતે આપણો માર્ગ દેખાડે છે. વળી આકાશના રોશન ગોળાઓ, અને રોશની આપનાર આતશ આપણને તે દાદારનાં નુરનો ખ્યાલ આપે છે. એ સબબે ભલા માર્ગની યાદ આપનાર કુસ્તી, દાદારનાં નુર અને રાહની યાદ આપનાર રોશની તરફ જોઇને કરવાનું ફર્માન છે.

**કુસ્તી બિછાનેથી ઉઠતાંને વાર**—કુસ્તી તે દાદારની બંદગીની યાદ આપનાર નિશાણી છે. માટે ફર્માન છે કે, સહવારે બિછાનેથી ઉઠતાંને વાર તે છોડીને બાંધવી.[1] તેની મતલબ આ કે સહવારના પોહોરમાં બીદાર થતાંને વાર એક જરથોશ્તીએ પોતાની કુસ્તી છોડીને બાંધવી, તે આખો દાહડો, તે દાદારના હુકમ મુજબ પોતાની ફરજ બજાવવાનો જાણે

(૧) "મૂત અજ નીમે એ ખાબ બર ખીજન્દ હમાન જા બીગાહ કુસ્તી બાજ બાયદ બસ્તન વ આમી બીકુસ્તી ન બાયદ નેહાદન." સદ્દર બાબ ૮૨, ફ. ૭.

કમરબંધ બાંધવા બરાબર છે. જેમ હાદોખ્ત નુસ્કમાં અષેમ વોહુ માટે કહેછે કે, સહવારના પોહોરમાં ઉઠતાંને વાર ભણેલી એક અષેમ વોહુ બીજે વખત ભણેલી ઘણીક અષેમ વોહુ બરાબર છે, તેમ સહવારના પોહોરમાં કરેલી કુસ્તીને બીજી વખત કરેલી કુસ્તી ઉપર વધુ અગત આપી છે.

**કુસ્તી નહિ બાંધવી એ શું દેખાડે છે?**— કુસ્તી બાંધવી એ શું દેખાડે છે તે આપણે જોયું. હવે કુસ્તી નહિ બાંધવી એ શું દેખાડે છે, તે જોઇએ.

તે છુપી રીતે પોતાનો નાશ કરવાની એક જાતની બૂરી ઇચ્છા યા શકિતની પોતાનાં દિલમાં હસ્તી દેખાડે છે. તે એક જાતનો "છુપો કામ કરનારો દેવ," એક જાતની અવર્દશા યા અવરશકિત[1] દેખાડે છે. કુસ્તી નહિ બાંધવાથી કોઇ જાહેર પડતું પરિણામ તમોને તુરત દેખાશે નહિ. પણ તે નહિ બાંધવી એ એક જાતની અવર્દશા છે, જે ઘણાક ભલા વિચારોનાં ભાનથી તમોને દૂર રાખી છુપી રીતે તમારો નાશ લાવતી રહેશે.

એવો નાશ તે કેમ લાવશે? તે ત્રણ પ્રકારે તમારો નાશ લાવશે:—

૧ તમારી નાફર્માની (અ-સરહારીઅ)થી.

(૧) "સીજે. નેહાન રોબસ્નાઅ" એટલે "છુપી રીતે ચાલુ રહેનારો નાશ."

૨ તમારો ઉદ્યોગ કમી થવાથી.

૨ અહુરમજ્દની બંદગીમાં બરાબર નહિ ઉભું રહેવાથી.

એટલે કે આપણે ઉપર જોયું કે કુસ્તીનો બંદ એક જાતની બંદગીની નિશાન છે અને તે બંદગીની યાદ આપે છે. તે બંદ નહિ બાંધવાથી આપણે ખુદાતાલા તરફ બંદગી, આપણું કમીનાપણું, અને તેને સરદાર તરીકે પિછાનવાનું ભાન ખોહીએ છિએ. વળી તેને સરદારોના સરદાર તરીકે ભુલી, આ દુનિયામાં આપણા વડીલો,—આપણાં માબાપો, ઉસ્તાદો, શેઠો, મંડળીના વડાઓ,—તરફની ઘટતી ફર્માનબરદારી, ઘટતી ફરજો ભુલ્યે છિએ. એમ ફરજો ભુલવાથી, આપણી જીંદગી અનિયમીત બની આપણો ઉદ્યોગ કમી થાય છે. વળી એમ બનવાથી આપણે અહુર-મજ્દની હજુર બરાબર ન ઉભા રહી તેનાં ઘણાંક આશીશો ખોહીયે છિએ.

## લગન.

**લગન એ જીંદગીનો મોટો બનાવ—** એક જરથોસ્તીની જીંદગીમાં, નવજોત બચગીનો

એક અગતનો બનાવ છે. તે નવજોતની ક્રિયાનો આપણે વિચાર કર્યો. નવજોત પછી પુખ્ત ઉમ્મરમાં લગ્ન જીંદગીનો બીજો અગતનો બનાવ છે. તે માણસની જીંદગીમાં એક મોટામાં મોટો બનાવ છે. લગ્ન ઉપર સંસાર વેહવારનાં સુખનો ઘણો આધાર છે. મા અને બાપ, ભાઇ અને બેહેન, ધણી અને ધણીઆણી, એવા શબ્દોથી દર્શાવવામાં આવતા સંસારને મિઠા બનાવનાર સંબંધોનો સર્વ આધાર લગ્નના પવિત્ર કોલ ઉપર છે. માટે વાજબી રીતે કહેવાય છે કે, લગ્ન એક એવું મીજાગરૂં છે, કે જેની ઉપર જાણે સઘળાં ખેશીપણાંનો દરવાજો ફરતો રહે છે. માણુસ જાતને સગપણના ગાંઠથી જે સાંકળ બાંધે છે તે સાંકળની મજબુતમાં મજબુત કડી તે લગ્ન છે.

**લગન બાબે અહુરમજદનું ફરમાન**—ઉપલે સબબે પરણેલી જીંદગી ગુજારવા માટે દાદાર અહુરમજ્દ પેગામ્બર જરથોશ્તને નીચે મુજબ ભલામણ કરે છેઃ—

વગર પરણેલી જીંદગીવાળા કરતાં બરીવાળાને હું વધારે પસંદ કરૂં છું; વગર કુટુંબકબીલાવાળા કરતાં કુટુંબકબીલાવાળાને હું વધારે પસંદ કરૂં છું.

વગર ફરજંદવાળા કરતાં ફરજંદવાળાને હું વધારે પસંદ કરૂં છું.[1]

આ સબબે, જે જગ્યાએ એક ભલો આદમી પોતાનાં બાયડી છોકરાં સાથે ઘરબારવાળો થઇ રહેતો હોય, તે જગ્યા પણ જાણે તેથી ખુશાલ થતી હોય, એમ વંદીદાદમાં જણાવે છે.[2]

**લગ્નની અગત્યતાનો સબબ**—આ મુજબ આપણાં ધર્મપુસ્તકમાં લગ્નને જે અગત્યતા આપી છે, તેનો સબબ તેમાં આ જણાવ્યો છે કે, પરણેલી જીંદગી ગુજારનાર કુટુંબ કબીલાવાળો અને ફરજંદવાળો એવાં સુખનાં સાધનો નહિ ધરાવનારનાં કરતાં વધારે ભલી મનશૂનીવાળો અને વધારે દોલત ધરાવનાર થાય છે. તે પોતાનાં દુશ્મનો સાંમે વધારે બળતવારીથી થાય છે. દુકમાં તે તન મનની બદીઓ સામે વધારે હિમ્મતથી લડે છે.[3]

---

(૧) વંદીદાદ પર્ગર્દ ૪, ફ. ૪૭,

(૨) પર્ગર્દ ૩, ફ. ૨. વંદીદાદમાં જે જણાવેલું છે કે પરણેલા ધણીની જગ્યા પણ ખુશાલ થાય છે, તેને મળતા એક લખનારના આ શબ્દો છે કે, "Honest wedlock is like a banqueting house, built in a garden, in which the spring flowers take delight."

(૩) પર્ગર્દ ૪, ફ. ૪૮.

**કોઈને પરણાવી આપવું એ પુન્યનું કામ**—એ સબબે કોઇને પરણાવી આપવું, એ આપણામાં પુન્યનું કામ ગણાય છે. વંદીદાદમાં એક જરથોશ્તી માટે ત્રણ જાતનાં કામો ઘણાં નેક ગણાયલાં છે. એક તો આ, કે જો કોઇ હમદીન શખ્સ પૈસાની તંગીમાં હોય તો તેને પૈસાની મદદ કરવી. બીજું આ, કે કોઇ કેળવણી લેવા માગતો હોય તો તેને તે માટે મદદ કરવી. ત્રીજું આ, કે કોઇ શખ્સ પરણવાની ખાહેશ રાખતો હોય તો તેને પરણાવી આપવો. [1]

કોઇને પરણાવી આપવું એ પુન્યનું કામ ગણાય છે તે સબબે પરણાવી આપવાનું કામ કોઇ ભુલ ભર્યાં કામની તોજેશ તરીકે ગણાય છે. એટલે જો આપણાથી કોઇ ભુલભર્યું કામ થયું હોય તો તે માટે ખરાં જીગરથી પસ્તાવો કરી તેના બદલામાં કંઇ ભલું કામ કરવું હોય તો કોઇવાર કોઇને પરણાવી આપવું. એ પણ એક તોજેશ તરીકેનું ભલું કામ છે. [2]

**પરણેલી જીંદગીની નેમ.**—લગ્નનો પવિત્ર ગાંઠ દાદારે સરજેલો છે. તેની મુખ્ય નેમ આ કે, પરણેલું

---

(૧) પર્ગર્દ ૪, ફ. ૪૪.

(૨) પર્ગર્દ ૧૪, ફ. ૧૫.

જોડું, એકમેક સાથ જોડાઇ એકમેકને યારી અને મદદ આપી, સાથે ભેગાં મળી ભલાં કામોમાં હમશરીક થાય. એ બાબે શિખામણથી ભરપુર શબ્દો પરણતાં જોડાંને કહેવાયલા આપણે યજશ્નેમાં નીચે પ્રમાણે વાંચ્યે છિએઃ—

"ઓ પરણતી કન્યાઓ અને વરરાજાઓ! હું તમોને આ શબ્દો કહું છું, તે તમારાં મનમાં ઠસાવો. તમો દીનના કાયદા પ્રમાણે ચાલી ભલાં મનની જીંદગી ગુજારો. તમો એક બીજા સાથે ભલાઇ કરો. એમ કરશો તો ખચીત તમારી જીંદગી ભલી થશે." [1]

લગ્ન આ પ્રમાણે જીંદગીને સુખી નિવાડવાનું સાધન હોવાને લીધે, અવસ્તા મુજબ, એક અસલી ઇરાની બાનુ પોતાની જીંદગીની મુખ્ય મોરાદ આ ધરાવતી કે તેણી એક ભલો ખાવીંદ મેળવે. [2]

**ગરીબી પરણેલી જીંદગી માટે અટકાવ ન ગણાવી જોઇએ**—મોટી ઉંમર સુધી પરણવા વગર રહેવું, એ એક જરથોસ્તી માટે અણુઘટતું છે, એમ ઉપલા ફકરાઓ ઉપરથી દિસે છે. ઘણીક વાર ગરીબીનો સબબ દેખાડવામાં આવે છે. એ સબબના સંબંધમાં યાદ

(૧) હા ૫૩, ફ. ૫

(૨) રામ યસ્ત, ફ. ૪૦; આવાં યસ્ત, ફ. ૮૭; હોમ યસ્ત, ફ. ૨૩.

રાખવું જોઇએ કે, ગરીબી, એક રીતે, સરખામણીનો શબ્દ છે. ગરીબી વચ્ચે પણ પરણેલી જીંદગી ભોગવવાથી ધણી ધણીઆણી બેઉ એકમેકને મદદ કરી પોતાની જીંદગી સુખી કરે છે. આ બાબે એક લખનારના આ કીમતી શબ્દો છેઃ

“ કુટુંબ અને ગરીબાઇને ટેકો આપવા માટે મારે જેટલું કરવું જોઇએ, તેના કરતાં ખુદ કુટુંબ અને ગરીબાઇએ મને પોતાને ટેકો આપવા માટે વધારે કર્યું છે. કેટલાંક કામો, જે કરવાને હું શક્તિવાન થઇશ એવો મને ખ્યાલ પણ નહિ હતો, તેવાં કામો કરવાને એઓએ (એટલે ગરીબાઇ અને કુટુંબે) મને ઉલટ આપી ફરજ પાડી છે; અને જ્યારે હું એવાં કામોમાં ફતેહ મેલવવાની આશા છોડી દેવાની તૈયારીમાં હતો, ત્યારે તેઓએ મને એક પેહેલવાનની માફક મેહેનત કરવાને અને મુશ્કેલીઓ સામે લડવાને ઉશ્કેર્યો છે, અને તે મારા પોતા માટે નહિ, પણ મારી મોહોરદાર માટે, મારાં વાહલાં બચ્ચાંઓમાટે. ”[૧]

---

(૧) “ To tell the truth, however, family and poverty have done more to support me than I have to support them. They have compelled me to make exertions that I hardly thought myself capable of; and often, when on the eve of despairing, they have forced me like a coward in a corner, to fight like a hero, not for myself but for my wife and little ones,”–( T. Power ).

**લગ્ન ક્રિયા**—લગ્ન વખતે એક નાની યા મોટી મિજલસ[1] ભેગી કરવાનો રેવાજ અસલના વખતથી છે. તેની મતલબ આ કે, તે મિજલસમાં હાજર રહેલાંઓ, લગ્ન જેવાં શુભ કામમાં હમશરીક થઇ, તે કામના ગવાહ તરીકે રહે, એટલુંજ નહિ, પણ તે કામને અગત આપે.

લગ્નની ક્રિયામાં પરણતાં જોડાનાં હાથો એકમેકના હાથમાં આપવા (હાથે વારો બાંધવો), એ અગતનો ભાગ છે. ધર્મગુરૂ "યથા અહૂ વઇર્યો" ના પવિત્ર કલામો ભણી, બેઉના હાથ એકમેકના હાથમાં આપી, બેઉને લગ્નના સંબંધમાં જોડે છે અને તે ઉપર સુતર વિટાલી તેઓને લગ્નના પવિત્ર ગાંઠમાં બાંધે છે. લગ્નનો એ મુજબ કોઇ ગાંઠ વાળવો એ અસલી ઇરાંની તરીકો હતો. જાલ અને રોદાબેનાં લગ્નનાં ફિરદોસીનાં વર્ણન ઉપરથી આપણને એમ માલમ પડે છે.[2]

પરણતાં જોડાં ઉપર ચોખા છાંટવામાં આવે છે, કારણકે ચોખા આબાદીની નિશાની છે. તે છાંટી તેઓને આબાદી ઇચ્છવામાં આવે છે. પરણતાં જોડાં ઉપર

---

(૧) "અન્જુમન જસ્તે એરટેદ" પએવંદ નામે.

(૨) બે ફર્મુદ તા ર_ત મેહેરાબ પીશ.
બેબસ્તન્દ બંદી બ આઇનો કીશ.

એમ કાંઈ ચીજ આબાદીની નીશાની તરીકે છાંટવી, એ પણ એક અસલી રેવાજ છે.

**લગ્ન માટે પરણતાં જોડાંની પસંદગી અને માબાપની બાહાલી**—હાલમાં લગ્નની જે ક્રિયાઓ ધર્મગુરૂઓ કરે છે તેમાં શરૂઆતનો ભાગ અગતનો છે, કારણકે તેમાં વડો ધર્મગુરૂ પરણતાં જોડાંનાં કુટુંબના પ્રતિનિધિઓને સવાલ કરે છે કે તેઓ તે બેઉને લગ્નના ગાંઠમાં જોડવાને ખુશી છે કે ?

આ સવાલ જવાબની રીત દેખાડે છે કે, જરથોશ્તી પુસ્તકો અને રેવાજો પ્રમાણે, જરૂરનું છે કે લગ્નમાં પરણતાં જોડાંનાં માબાપે બાહાલી આપવી અને પરણતાં જોડાંએ પોતે એકમેકને પસંદ કરી પોતાની રાજીખુશીથી પરણવું. એક પરણતાં જોડાંની ફરજ છે કે પોતાની પસંદગીના સાથી માટે પોતાનાં માબાપની પસંદગી મેળવવી. તેમજ માબાપની ફરજ છે કે પોતાનાં ફરજંદોને તેઓની પસંદગી પામેલાં સાથીઓ સાથે લગ્નના ગાંઠમાં જોડવાં.



## મરણ, તેને લગતી ક્રિયાઓ.

**મોત.**—મોત એ માણસ જાતનાં રવાનની હાલતના ફેરફારનો એક તબકો છે. મોત તદન નીસ્તી

ઉત્પન્ન કરતું નથી, પણ તે એક જાતનો ફેરફાર, જેમ શરીર માટે તેમ રવાન માટે, ઉત્પન્ન કરે છે. મોતથી રવાન નાશ પામતું નથી, પણ બીજી હાલત અખત્યાર કરે છે. મોતથી રવાનનો છેડો આવતો નથી, પણ તે કોઇ બીજી જગ્યાએ, કોઇ બીજી હાલતમાં પસાર થાય છે. "સંપૂર્ણ મરણ અથવા હૈયાતીનો સંપૂર્ણ છેડો, એવું કાંઇ નથી. આપણને જે મોત દેખાય છે તે એક જાતનો ફેરફાર છે."

મરણ ત્યારે માણુસ જાતની જીંદગીનો, માણુસ જાતની હાલતનો એક ફેરફાર છે. જેમ તેનું રવાન એક ફેરફારમાંથી પસાર થાય છે, તેમ મરણ બાદ તુરત તેનું શરીર પણ કોઇ ફેરફારમાંથી પસાર થાય છે. આ દુનિયામાં કોઇ પણ ચીજનો સમુળો નાશ નથી, પણ ચાલુ ફેરફાર છે. તેમજ મરણ બાદ માણુ-સનાં શરીરની તેમજ રવાનની હાલતનો ફેરફાર થાય છે. ત્યારે મરણ બાદ મરણને લગતી જે ક્રિયાઓ થાય છે તે એવા ફેરફારના સંબંધની છે. તે માણુ-સનાં તનને લગતી અને રવાનને લગતી છે.

એ સબબે, જરથોશ્તીઓમાં મરણની જે ક્રિયાઓ છે તે બે પ્રકારની છે. એક તેનું શરીર, જેમાં મરણ બાદ ફેરફાર થવા માંડે છે, તેને લગતી ક્રિયાઓ છે, જેને

આપણે અવલમંજલ પોંહોચાડવાની ક્રિયા કહીએ છિએ; અને બીજી તેનાં રવાનને લગતી ક્રિયાઓ છે.

## તનની વ્યવસ્થા, એટલે લાશને અવલ-મંજલ પોહોંચાડવાની ક્રિયાઓ.

આ ક્રિયાઓ, જે મરણુ બાદ મુખ્ય કરી ઘરમાં અને પછી અવલમંજલ પોહોંચાડવાની જગ્યાએ થાય છે તેની મતલબ આ કે, મરનાર માટે સઘળા પ્રકારનું માન જાળવી તેનાં શરીરની એવી રીતે વ્યવસ્થા કરવી, કે જરથોશ્તી ધર્મે શિખવેલો તે દાદાર તરફનો ભકિત-ભાવ જળવાઇ, તે શરીરના ભાગો જીવતાંઓને કંઇ પણુ હાની પોહોંચાડયા વગર છુટા પડી કુદરતની પેદા-યશોમાં મળી જાય. આપણે જોઇ ગયા કે, કોઇ પણુ ચીજનો સમુળો નાશ થતો નથી, પણુ ફેરફાર છે. તેમજ લાશનો પણુ સમુળો નાશ થતો નથી પણુ ફેરફાર થાય છે. એટલે તેના ભાગો છુટા પડી જઈ હવા, પાણી, જમીન, વિગેરેમાં મળી જાય છે. એમ મળી જતી વેળા, જો પુરતી સંભાળ નહિ રાખી હોય તો, તેના નાશ થતા ભાગો આજુબાજુનાંઓને નુકસાન કરે. આપણા ધર્મમાં તનની સ્વચ્છતાનો જે કાનૂન છે, તે કાનૂન ફરમાવે છે કે, નાશ પામતી ચીજથી દૂર રેહવું, નહિ તો કે તે નાશ તમારી ઉપર ગલબો કરી તમોને નુકસાન કરશે. આપણાં

પુસ્તકોની ભાષામાં બોલ્યે તો "નસાથી પરહેજ રેહેવું." હાજતે જઈ આવી પાદિયાબ કરવા, મરણ પામેલાંઓને સેજદો કરી આવી હાથ મોહોડું ધોવું, મોહોડાંની લબ વિગેરેને હાથ લાગો હોય તો તે ધોવો, એ સઘળાં ફર્માનોની તલિયે ઉપલો કાનૂન સમાયલો છે કે, એ કામો વેળાંએ જો કોઇ નજીસાત શરીરને લાગી હોય તો તે સાફ કરવી.

લાશોને ઠેકાણે પાડવાની સઘળી ક્રિયાઓમાં પણ એ કાનુન સમાયલો છે. એક માણસ જેવું મરણ પામ્યું કે તેનાં શરીરના ભાગો નાશ પામવા માંડે છે. આપણી ધર્મ સંબંધી ભાષામાં બોલ્યે તો તેની ઉપર "દરૂજે નસુશ" એટલે "નાશ લાવનાર દેવ" હુમલો કરવા માંડે છે. ત્યારે આપણે સંભાળ રાખવી કે તે નસુશ આપણી ઉપર હુમલો કરી આપણને બીમાર યા હેરાન કરે નહિ. નાશ પામતી ચીજો આજુબાજુ નજીસાત પાંથરી નુકસાન કરેછે માટે ઘટતી તપાસ રાખવી જોઇએ. લાશને અવલમંજલ પોહોંચાડવાની ક્રિયાઓમાં મોટે ભાગે એ બાબેની સાવચેતી ફરમાવી છે. એ ક્રિયાઓ આપણે એક પછી એક તપાસ્યે.

**લાશ મેલવાની જગ્યા સાફ રાખવી—** એક આદમીની મરણ ઘડીએ, ઘેરમાં ભોંતળિએ

લાશને મેલવાની જગ્યા, ત્યાં લાશ મેલવા આગમચ, ધોઇ સાફસુફ કરવામાં આવે છે. એ એક બરહક રૂઢી છે. તે લાશમાંથી નસુશ યાને રોગજનક બીજ આજુ-બાજુ ફેલાવાનો સંભવ હોય છે. તેથી આજુબાજુ સફાઇ સુઘડાઇ ભર્યું હોય તો તે બીજ ત્યાં વાસો કરી વધારે બીમારી ફેલાવે નહિ, પણ પોતાની હદમાંજ અટકી રહે. વળી આપણું મરનાર વાહલું, જેને માટે આપણે માન ધરાવ્યે છિએ, તેને તેની સેવટની વખતે સફાઇ સુઘ-ડાઇની જગ્યાપર છેલ્લી બે ઘડી મેલવાથી આપ-ણુને સંતોષ મળે અને તે મરનાર તરફ માન જળવાએ.

**મરનારને નહવાડવું**—મરણ બાદ તેનાં ખેશી-ઓ યા મિત્રો તેને જોઇ યા મળી લેછે કે પછી મરનારને નહવાડવામાં આવે છે. તે પણ ઉપલાજ ઉમદા વિચારોથી છે. તેનાં આંગ ઉપર કાંઈ નજીસાત વિગેરે લાગેલી હોય તો તેના શરીરનાં ભાગોનો હવે જલદીથી થતો નાશ, તે નજીસાતને લીધે, વધારે રોગજનક બીજ પાંથરે. માટે તે શરીરને સાફ કરવામાં ફાયદો છે. વળી તેનાં અંગને એમ સાફ અને પાક કરવાથી તેના તરફની આપણી માનની લાગણી આપણે જાહેર કર્યે છિએ.

**મરનારનાં તન ઉપર સફેદ ધોતાં કપડાં**—મરનારને નહવાડી સફેદ રૂના ધોતાં કપડાં પેહરાવવામાં આવે છે. તે જેમ એક હાથ ઉપર સફાઇ સુઘડાઈના, તેમ બીજા હાથ ઉપર સાદાઈના ખ્યાલથી છે. સફેદ રંગ નિર્દોષપણાંની નિશાણી છે. વળી તે રોગજનક બીજનો ફેલાવો કમી રાખે છે. બીજું સફેદ કપડાં સાદાં અને સસ્તાં હોય છે. આપણા ધર્મનું ફર્માન છે કે કોઇ પણ ઉપયોગી ચીજ ફોકટ જવા દેવી નહિ.[1] એક તસુ વટીક કપડું મરનારનાં શરીર ઉપર ફોકટ નહિ વાપરવું એમ બીન જરૂરે કપડું વાપરનાર ઘણી ગુનેહગાર થાય છે, કારણ તે જીવતાંઓના ઉપયોગમાંથી એક ઉપયોગી ચીજ ફોકટ ગુમાવે છે. વળી એવો સાદોસુતરો પોષાક સર્વ માટે એક સરખી રીતે મવસર હોય છે અને તે સર્વને ધડો આપે છે કે મરણ વખતે તે દાદાર હજુર જવા માટે સઘળા માટે એક સરખો સુતરો રસ્તો છે. મરણ પાદશાહને અને ફકીરને સરખા બનાવે છે.

**મરનારની ક્રિયામાં જોડ પકડવી**—મરનારને નહવાડી તેની હજુર પેહલે બે જન જોડ વળગીને બેસે છે. બે જને સાથે બેસવું અથવા જોડ બનવી, એ

---

(૧) વંદીદાદ ફર્ગર્દ ૮, ૬. ૨૩–૨૫.

રેવાજ મરણુ ક્રિયામાં ઘણો ભાગ લે છે. લાશને ઉચકી લઈ જનારાઓ બે અથવા ચાર એમ બેની જોડકીમાં હોવા જોઇએ.[1] એનો સબબ આ કે, જો લાશમાંથી કાંઇ રસી વિગેરે નિકળે તો તેની સંભાળ કાજે તેઓ એકમેકને મદદ કરે અને તેથી તેઓને પોતાને રોગજનક બીજ લાગુ પડે નહિ. પાયદસે જનારાઓ પણુ બેની જોડકી વળગીને, અથવા આપણી ભાષામાં બોલ્યે તો, "પએવન્દ" પકડીને જાય છે. "પએવન્દ" એ ફારસી શબ્દ છે, જેનો અર્થ "સંબંધ" થાય છે. ત્યારે એ જોડ બનવાની અથવા પએવન્દ વળગવાની મતલબ, આ કે આવા ગંભીર વખતે, એકમેક તરફ દિલસોજી અને હમશરીકી (Sympathy) દેખાડવી, અને એકમેકની બાજુએ રહી અરસપરસ હિમ્મત અને યારી આપવી.

**મરનાર આગળ અષેમના શબ્દો ભણવા**—મરણુ નિપજતાં, તુરત કોઇ નજદીકનો ખેશી યા મિત્ર મરનાર આગળ, ખાસ કરી મરનારના કાન આગળ, એક અષેમના શબ્દો ભણે છે. એ રેવાજનું અસલ મુળ આ છે. હાદોખ્ત[2] નુસ્કમાં કહેલું છે કે, કોઇ આદમી મરણુ વેળા હુમત, હુખ્ત અને હ્વર્શતની સ્તુતિ કરી

---

(૧) વંદીદાદ પર્ગર્દ ૪. ફ. ૧૪.

(૨) હાદોખ્ત નુસ્ક, ફ. ૧૪, ૧૫.

દુશ્મત, દુજુખ્ત અને દુજવર્શતને ધિક્કારી એક અષેમ ભણે, યાને અશોઇની સ્તુતિ કરે, તો તેનું તે ભણતર ઘણુ ફાયદેમંદ નિવડે છે. એમ કરવાની મતલબ આ કે, એક આદમી પોતાની જીંદગી ભલી રીતે ગુજારીને, મરણ વેળા, પોતાની તે ભલી જીંદગીથી સંતોષ પામી, સેવટે પણ અશોઇની સ્તુતિ ખરાં દિલથી કરવાને શકિતવાન થાય, તો તે તેને માટે ઘણું ભલું કામ છે. છેલ્લી ઘડીએ કરવામાં આવતી એક અષેમની યાદ એક માણસને, જીંદગીમાં જે કંઇ ભુંડાં કામો થયાં હોય તેને માટે તે છેલ્લી ઘડીએ, પસ્તાવો કરવાની તેને યાદ આપે છે. હવે જો એ મુજબ તે મરનારથી પોતાથી અષેમ નહિ ભણી શકાય, તો તેના તરફથી કોઇ બીજું અતલગનું ભણે, તે એ ઉપલાં આકીનની એક યાદ છે. તે મરનારને મરણની અણીએ પોતાના શબ્દોથી નહિ, તો પોતાના વિચારથી, પોતાની છેલ્લી ઘડીના પસ્તાવાની યાદ આપે છે. વળી મરનારની છેલ્લી ઘડીનું એ ભણતર આજુબાજુના જીવતાંઓને પણ એક વાએજ સમાન બોધ આપે છે.

**લાશને જમીનપર પથ્થર ઉપર મેલવી—** લાશને એમ નહવાડી, સફેદ ધોતાં કપડાં પહેરાવી, પથ્થરની લાદીઓ ઉપર મેલવામાં આવે છે. બહાર ગામોમાં કેટે લાશને થોડીક જમીન ખોડી તેમાં રેતી

પાંથરી તે ઉપર મેલવામાં આવે છે. આ મુજબ લાશને મેલવા પછી કોઇએ તે લાશને અડકવું નહિ, અને બનતાં સુધી તેથી ત્રણ કદમ દૂર રહેવું,[1] એવું જે શુભ ફર્માન છે, તે પણ ઉપર જણાવેલાં "નસાથી પરહેજ રહેવાના ફર્માન" ને લીધે છે, સબબ કે જો તેમ નહિ કરવામાં આવે તો, મરનારનાં શરીર સાથે બેદરકારીથી સંબંધમાં આવનાર ઘણી કોઈ રોગજનક બીજના સમાગમમાં આવી પોતાને નુકસાન કરે, એટલુંજ નહિ, પણ આજુબાજુ પણ નુકશાન પાંથરે.

વળી આપણામાં જે ફરમાન છે કે, લાશને કોઇ લાકડાંની ટેબલ યા એવી કોઇ બીજી લાકડાંની બેઠક ઉપર નહિ મેલવી, તે પણ બરહક છે. લાકડાંની ચીજોમાં બારીક છિદ્રો વધારે હોવાથી તેમાં રોગજનક બીજ ભરાઈ રેહેવાનો સંભવ હોયછે. માટે તેવી કોઇ પણ ચીજો મરણ ક્રિયા વેળા વાપરવી નહિ જોઇએ.[2]

વળી, જેમ તવંગર તેમ ગરીબને, એક સરખી રીતે જમીન ઉપર મેલવાનો રેવાજ આપણુને નીતિમાન બોધ આપે છે કે, મોત સર્વને એક સરખા બનાવે છે (Death levels all). અહુરમજદની નજરમાં પાક-

---

(૧) વંદીદાદ પર્ગર્દ ૮, ફ. ૭. (૨) વંદીદાદ પર્ગર્દ ૭, ફ. ૭૫.

શાહ કે ફકીર સરખા છે.[૧] કોઇ બીજી કોમવાળાઓમાં મરણ વખતે મરનારની લાશ ઉપર સેંકડો અને હજારો રૂપિયા ખરચવામાં આવે છે, કે જે રકમ કોઇ ઉપ્યોગી કામ પાછળ ખરચાયલી વધુ વેહેવારૂ ગણાય. એટલા માટે એવી વળાણુ તરફથી આપણો ધર્મ આપણને વાજબી રીતે દૂર રાખે છે.

**લાશને લઇ જનારાઓનો પોષાક**--લાસને ઉંચકીને અવલમંજલ પોંહોચાડવાની જગ્યાએ લઇ જનારાઓએ સફેદ પોષાક પહેરવો અને પોતાનાં શરીરનાં સઘળા ભાગો બનતાં સુધી ઢાંકેલા રાખવા. તેઓએ હાથને પણ કોઇ વસ્ત્ર ("દસ્તાને")થી ઢાંકેલા રાખવા. એમ પોષાકથી શરીરના સઘળા ભાગોને ઢાંકવાની મતલબ આ કે, તે મુવેલી લાશમાંથી નિકળતાં કોઈ રોગજનક બીજ યા પદાર્થ તેઓનાં શરીરને લાગે નહિ અને તેઓને નુકસાન કરે નહિ, અને વળી તેઓ મારફતે આજુબાજુ કંઇ નુકસાન પાંથરે નહિ.

**લાશને ઉંચકનારાઓએ અને લાશ સાથ જનારાઓએ લેવી જોઇતી સરોશની બાજ**--લાશને ઉંચકવી અને તેની વ્યવસ્થા કરવી, એ જરા

---

(૧) ચુન આહન્ગે રહ્લત કુનદ જાને પાક
ચે બર તખ્ત મોર્દન ચે બર રૂઇયે ખાક

(શેખ સાદી)

મુશકેલ અને જોખમભર્યું કામ છે. જો મરનાર કોઇ ઉડતા રોગથી મરણ પામ્યું હોય તો, તેવી વખતે, તે કામ વધારે જોખમભર્યું થઇ પડે છે. સાધારણ મરણ વખતે પણ મરનારનાં નાશ પામતાં શરીરમાંથી નિકળતાં કોઇ રોગજનક બીજથી તે શરીરની વ્યવસ્થા કરનારાઓએ પોતાની તંદરૂસ્તી માટે સંભાળ રાખવી જોઇએ. માટે એ કામમાં હિમ્મત અને ખુદાતાલાની યારીની જરૂર છે. એવી હિમ્મત ખુદાતાલાની યાદથી અને ભણુતરથી આવે છે. સરોસ બાજ તે માટેનું એક ભણુતર છે. મોત પોતે મન ઉપર જે એક પ્રકારની ચિંતા ભરી અસર કરે છે, તેમાં સાથે ઉપલી ચિંતા ઉમેરા કરે છે. માટે એવી વખતે ખુદાતાલાની યાદનાં સખુનો સાથ કામ કરવાથી વધુ હિમ્મત આવે છે. એ સબબે ફર્માન છે કે, લાશને અડકનારાઓએ સરોશ બાજનું ભણુતર ભણી પોતાનાં કામમાં રોકાવું. તે ભણુતર ભણી કામ કરતાં બનતાં સુધી થોડું બોલવું, કે તેથી મોહોડું ઉગાડવું પડે નહિ અને રોગજનક બીજના હુમલાને શરણ થવાનો થોડો સંભવ રહે. જો બોલવું પડે તો બંધ મોહોડે યાને બાજમાં બોલવું.

લાશ ઉંચકનારાઓ ઉપરાંત લાશની પાછળ જનારાઓ માટે પણ સરોશની બાજ લેવાનો રેવાજ ઉપલાજ

શુભ અર્થે છે. જોકે તે લાશ ઉંચકનારાઓના જેટલો જરૂરનો નથી, તોપણ સલામતી ખાતર અગતનો છે. વળી એ સરોશબાજનાં ભણતરમાં અહુરમજ્દ પાસેથી હિમ્મત માગવાના અને નસા જેવાં સાંધનો દૂર થાય એવી દુઆના શબ્દો છે.[1] તે સબબે તે એક લાયક ભણતર છે કે જે નસાને દૂર રાખવાનું ભણનારને ભાન આપે.

**સગ્દીદ**—લાશને કપડાં પહેરાવી પથ્થર ઉપર મેલવા આગમચ સગદીદ કરાવવામાં આવે છે, એટલે કે તે લાશ કુતરાને દેખાડવામાં આવે છે.[2] ત્યાર પછી જયાં સુધી તે લાશ ઘરમાં હોય ત્યાં સુધી, દર ગેહે અને પછી ગેહે સારતી વખતે, ગેહાનપર મુકવા આગમજ અને ગેહે સારવા પછી, અને સેવટે અવલમંજલ પોંહોચાડવાની જગ્યાએ લાશને સગ્દીદ કરાવવામાં આવે છે. જો સગ નહિ હોય તો ગીધ, કાગડા જેવાં માસહારી પક્ષીઓની નજર પડવા દેવાનો રેવાજ જણાવેલો છે; એ રેવાજની અસલ મતલબ શું છે તે ચોકસ કહેવાઇ શકાતું નથી. તેનાં

(૧) "અપ દ્રુક્ષ નસે, અપ દ્રુક્ષ દાર, અપ દ્રુક્ષ વીનસે"

સરોશ બાજની વધુ હકીકત માટે જુઓ પછવાડે "મરનારની લાશ સાથે જતી મોબેદની જોર"ની બાબદ.

(૨) વંદીદાદ ફર્ગર્દ ૬ ફ. ૪૫; ફર્ગર્દ ૭ ફ. ૩. (૩) એજ.

કેટલાક ખુલાસા આપવામાં આવે છે. એક ખુલાસો આ છે, કે એવાં પ્રાણીઓ, જેઓ માસહારી છે, તેઓમાં આ ગુણ ધારવામાં આવે છે કે, જો એક માણુસ જીવતું હોય તો ખાવા કાજે તેની તરફ તેઓ ઝાંખીને પણ જોય નહિ, પણ જો મરી ગયું હોય તો તે તરફ જોય. ત્યારે મરનારનો જાન ખરેખર જતો રહ્યો છે કે નહિ, તે જાણુવા કાજે અસલી, પુરાણી જમાનાની આ એક સાદી રીત હોય. કોઇ તબીબ યા જાણકાર હાજર ન હોય તો બીજાંઓ, કદાચ હજુર જયારે જાન શરીરમાં હોય ત્યારે પણ, દેખાવ ઉપરથી ભુલાવો ખાઇ તેને મરણ પામેલું ધારે. કદાચ એમ કહેવામાં આવે કે તબીબો તદન ખાત્રીપુર્વક રીતે કહી શકે, ત્યારે એ ક્રિયાની જરૂર રહેતી નથી. પણ એક રેવાજ તરીકે આપણે તેને એક સુચક નિશાની તરીકે ગણયે કે જે આજુબાજુનાઓને ભાન આપે કે, "ખબરદાર! તમો પુરતી ખાતરી કરજો કે મરનારનો જાન ગયો છે કે નહિ." એવી કોઈ સાવચેત રાખનાર નીશાની, તબીબો ખાતરી મેળવવાનો સંભવ નહિ હોય તેવાં ગુરગામડાંઓમાં ઉપયોગી નિવડતી ધારવામાં આવે.

વળી આ સગ્‌દીદની બીજી મતલબ આ ધારી શકાય છે કે કુતરો એક વફાદાર પ્રાણી ગણાય છે, માટે મરણ વેળા તેની હાજરી જીવતાંઓને ભાન આપે

છે, કે મરણ બાદ પણ તેઓએ મરનાર તરફ વફાદાર રહેવું અને મરનાર તરફની પોતાની ફરજ બજાવતા રહેવું.

**ગેહેસારણું**—લાશને ઘરમાંથી અવલમંજલ લઇ જવા આગમજ જે ભણુતર ભણવામાં આવે છે તેને ગેહેસારણું કહે છે. "ગેહે સારવી" એટલે કે "ગાથા ગાવા." મરણના અવસર માટે એ ગંભીર ભણુતર છે. તેમાં કેટલુંક નીતિજનક અને ફિલસુફીભર્યું લખાણ આવે છે. મરનાર મરણ પામ્યું તો સઘળું થઇ ચુકયું એમ નથી. મરનાર માટે હવે પછીની કોઇ બીજી જીંદગી છે. એવા વિચારો જેમ મરનારની જુદાઇ માટે આપણને હિમ્મત આપે છે, તેમ આપણ પોતાને નીતિવાન જીંદગી ગુજારવા માટે બોધ આપે છે. તે કાજે આ ગાથાનું ભણુતર,[1] જે એવા વિચારો સુચવે છે, તે આ પ્રસંગ માટે બરહક ભણુતર ગણાયું છે.

**મરણની મિજલસ અને આપણા વિચારો**—આ ગાથાનું ભણુતર આપણને ભાન આપે છે કે જો કોઇ મરનારનાં મરણની મિજલસમાં આપણુ જઇએ તો તે મિજલસમાં આપણે શું વિચાર કરવો

---

(૧) એ ભણુતરના ભાવાર્થ માટે જુઓ આ મંડળી તરફથી પ્રગટ થયલી માળાનું બીજું પુસ્તક, પાનાં ૧૦૮-૧૦.

જોઇએ. અલબતે, આપણે એવી વખતે એક તો મરનાર, જો તે આપણું ખેશી, મિત્ર યા ઓળખીતું હોય તો, તેના દીદાર છેલ્લી વખત જોવાને જઈએ છિએ. તેમજ વળી મરનારનાં ખેશીઓમાં આપણું કોઇ મિત્ર હોય તો આપણી હાજરીથી તેનાં દુઃખમાં આપણી દિલસોજી દેખાડવાને જઇએ છિએ. પણ તેમ કરવા કાજે જતાં આપણે સાથે સાથે એવી મિજલસોમાં ત્રણ પ્રકારના વિચારો કરવા જોઇએ :—

૧ એક તો મરનારનાં રવાન માટે ઇચ્છવું કે તેનું રવાન શાંત અને ખુશ રહે.

૨ તે દાદાર તે મરનારનાં જીવતાં વાહલાંઓને યારી આપે અને તેઓ ઉપર પડેલું દુઃખ હિમ્મતથી ખમવાને તેઓને શકિતવાન કરે, એમ ઇચ્છવું.

૩ આપણુ પોતા માટે દુઆ ગુજારવી કે, મરનારની માફક આપણો પણ મરવાનો કોઇ વખત આવશે, માટે તે વખત માટે તૈયાર રહેવાને શકિતવાન થઇયે કે, ભલાં કામો કરી, જયારે વખત આવે ત્યારે, સુર્ખરૂ સાથે આપણે અહુરમજ્દના દરબારમાં જઈએ.

**મરણુની મીજલસમાંથી આવી પાદ્દિયાબ કુસતી કરવી**—મરણુની મીજલસમાં જનારાઓએ ઘરે પાછું ફરતાં હાથ મોહોડું ધોઈ કુસ્તી કરવાનો રેવાજ છે. તેની મતલબ આ છે કે શરીરના ખોલ્લા ભાગ ઉપર, જો મરનારની લાસ મેલેલી જગ્યાએથી, કાંઇ રોગજનક બીજ લાગ્યાં હોય તો, તે પાણીથી સાફ થઇ જાએ.

ખુદ લાશને લઈ જનારાઓએ તો બીજાઓ સાથે સંબંધમાં આવવા આગમજ પોતાનાં કપડાં દૂર કરી નાહવું જોઈએ. તે પણ એજ સ્વચ્છતાની મતલબે છે. લાશ લઇ જનારાઓ પોતાનાં મોહ સિવાય આખાં શરીરને ઢાંકેલું રાખે છે, તે પણ આ મતલબે છે કે લાશની કોઇ અસ્વચ્છતા, તેઓનાં શરીરને લાગે નહિ.

**મરનારની પાએહદસ**—મરનારની લાશ પાછળ દખ્મામાં સુધી જવું, તેને આપણામાં "પાએદસે" જવું કહે છે. એ શબ્દની જુદી જુદી રીતે સમજ આપી શકાય. એ શબ્દ ફા. 'પાદ્દાશ' એટલે સાથી (Companion) નો અપભ્રંશ હોય. મતલબ આ કે, મરનારની લાશને તેની સેવટની જગ્યાએ અવલમંજલ લેઇ જવામાં આવેછે ત્યાં સુધી, તે સાથે માનને ખાતર, 'પાદ્દાશ' એટલે કે 'હમરાહ' યા 'સાથી' તરીકે જવું.

એ પાદાશ શબ્દને બીજી રીતે પણ સમજાવી શકાય. ફારસીમાં 'પાદશ' 'પાદાશ' અથવા 'પાદાશ્ત' શબ્દનો અર્થ 'બદલો' પણ થાય છે. ત્યારે કોઇ મરનારની પાદશે, પાદાશે, અથવા પાદાશ્તે (પાએદસે) જવું, એટલે, તે મરનારનાં આપણી સાથનાં જીંદગીનાં સંબંધના 'બદલા' માં માન ખાતર તેની લાશ પાછળ જવું.[1]

---

(૧) ફારસીમાં એક શબ્દ 'પાદશ્ત' છે. તેનો અર્થ "પોતાની આંટ ઉપર ખરીદ વેચ કરવી ( Buying or selling on credit)" થાય છે. આપણી એક ધાર્મિક ક્રિયા "ગેતીખરીદ," એટલે "આ ગેથીની દુનિઆની ખરીદી," એવે નામથી જણાયલી છે. ખ્રિસ્તીઓમાં જે Redemption નામનો ધાર્મિક શબ્દ છે, તેમાં પણ અલંકારીક રીતે 'ખરીદી'નો ખ્યાલ સમાયલો છે. એ શબ્દનો અર્થ ખ્રિસ્તીઓ અલંકારીક રીતે "The ransom or deliverance of sinners from the bondage of sin and the penalties of God's violated law" એમ કરે છે. એ મતલબે ત્યારે પાએદસ શબ્દને કોઇ આ ફારસી 'પાદશ્ત' શબ્દ સાથે જોડે, કે "મરનારની પાયદશ્તે જવું", તે ગોયા "મરનારની લાશ પાછળ સેવટની અવલમંજલની જગ્યાએ ભલી જીંદગી ગુજારવાની ખુદાને કબૂલાત આપી ભલુ પરિણામ ખરીદવા જવું."

**મરનારની લાશ સાથે જતી મોબેદની જોડ**--વંદીદાદ[1]માં એક સવાલના જવાબમાં કેહેવામાં આવે છે કે, જે રસ્તેથી કોઇ મરનારની લાશ લઈ જવામાં આવી હોય, તે રસ્તેથી તેની પાછળ પેહેલે એક અથોર્નાન, 'યથા અહૂ વઇર્યો' અને 'કેમ ના મજદા' ભણતો પસાર થાય. એમ થવાથી તે રસ્તો સ્વચ્છ થયલો ગણાય અને તે ઉપરથી પછી બીજાઓ પસાર થાય. પાએદસે કાંઇ નહિ તો એક મોબેદની જોડ લાશ પાછળ પગે ચાલી જવી જોઇએ, એવો રેવાજ વંદીદાદનાં આ ફર્માન ઉપરથી બરપા થયો છે. વળી તે જોડે, અને બીજાઓએ, સરોશની બાજ લઈ પાએદસે જવું એ રેવાજ પણ ઉપલાં ફર્માનને આધારે બરપા થયલો છે. સરોશ બાજનાં ભણુતરમાં ઊપલાં 'યથા અહૂ વઇર્યો' અને 'કેમ ના મજદા' નાં ભણુતરો સમાઈ જાય છે. વળી તે ઉપરાંત સરોશ યજદ, જે આપણા ધર્મ પુસ્તકો મુજબ રવાનનો નેગેહબાન અને રાહબર છે, તેની યાદ અને તેની યારી માગવાની દુઆ પણ સરોશ બાજનાં ભણુતરમાં સમાઇ જાય છે.

વંદીદાદના ઉપલા ફકરાને આધારે બરપા થયલો એક રેવાજ, કે મરનારની લાશ પાછળ એક મોબેદની

---

(૧) પર્ગર્દ ૮, ફ. ૧૪ અને ૨૧.

જોડે પગે ચાલી જવું જોઇએ, તેની મતલબ આ દિસે છે, કે તે મોબેદો, લાશની વ્યવસ્થા માટે ફર્માવવામાં આવેલાં ફર્માનોથી બીજાઓ કરતાં વધુ વાકેફ હોવાથી, લાશ પાછળ પેહેલા ચાલીને રસ્તામાં તપાસ રાખે કે, સ્વચ્છતાનાં સર્વ ફર્માનો બર લાવવામાં આવે છે; અથવા, કાંઇ જરૂર પડે તો, બીજા ઉપાયો યા એલાજો તેઓ તુરત સુચવે. વળી તેઓને મુખથી નિકળતા પવિત્ર કલામના શબ્દો લાશની સાથે ચાલતી મિજલસને હિમ્મત અને તકવો આપે.

**મોબેદની જોડને પાયામુજી**—મરનારની લાશ પાછળ પાએદસે ઉપલે સબબે મોબેદોની જે જોડ યા જોડો પગે ચાલી જાય છે, તેઓને દખ્મા આગળ જે અશોદાદ આપવામાં આવે છે તેને પાયામુજી કહે છે. એ શબ્દ પેહેલવી તથા ફારસી "પા-મોજદ" અથવા "પાયમોજદ" એટલે "પગે ચાલી જવાની મેહેનતનો બદલો" એ શબ્દ ઉપરથી નિકળેલો છે. પેહેલવીમાં 'દ' હરફ 'ઇ' પણ વંચાય છે તેથી 'પાયમોજદ' શબ્દ 'પાયમુજી' અથવા 'પાયામુજી' વંચાયો છે.

**નોશેરવાન અદલના દખમા ઉપર લખાયલા શબ્દો ઉપરથી પાદશ અને પાયામુજી બાએ ઉપજતા વિચારો**—કહે છે કે

નોશેરવાન અદલનાં દખ્મામાં ઉપર કેટલાક શિખામણના શબ્દો લખેલા હતા. એ શબ્દો ઇરાનની એક ફારસી તવારીખમાં નીચે પ્રમાણે આપવામાં આવે છે:—[1]

"આપણુ જે આગળ મોકળી ચુકા છીએ તે આપણા કામનું છે (એટલે આપણુને કામ આવશે). તે એક એવા ધણીની પાસે છે કે જે તેનો (એટલે જે મોકળી ચુકા છીએ તેનો બદલો) (પાદાશ) આપવાને શકિત ધરાવે છે. જ્યાં સુધી હું જીવતો હતો ત્યાં સુધી, ખુદાતાલા જાણે છે કે તેના બંદાઓએ મારાથી કાંઇ લાભ હાંસલ કર્યો હતો. હાલમાં જયારે કાળચક્રથી મરણ અને તંગદસ્તીનો વખત છે ત્યારે આ

---

(૧) " હર ચે બ દર પીશ ફરેસ્તાદીમ મારા બ કાર અસ્ત વ નજદે કસી અસ્ત કે દર પાદાશે ઉ તવાનાઇ દારદ વ તા મન જીન્દે બુદમ ખોદા દાનદ કે હમે બન્દેગાનશ અજ મન બેહરેવર બુદન્દ. અકનુન કે હંગામે મર્ગ વ તંગદસ્તી અજ રૂજગાર અસ્ત ઇન સખુનાન બર દીવાર નવીસ્તમ તા અગર કસી બ દખ્મે એ મન આયદ ઇન અન્દર્જહા બેખાનન્દ પસ અજ મન હમ અજ ગોફતહાએ મન બેહરે બરદ વ ઇન સખુનાન પાયેમોજદ આન કસ અસ્ત." (શાહાજાદા મીરજા જલાલુદીનની ઇરાનની ફાર્સી તવારીખ, પા. ૩૫૫. જુઓ મી૦ અર્દેશર ડોસાભાઇ મુનશીનો તે પુસ્તકનો તરજુમો, પા. ૧૦૫.)

સખુનો મેં (દખ્માની) દીવાલ ઉપર લખાવ્યા છે કે, જો કોઇ મારાં દખ્મા આગળ આવે તો આ નસીહેતના સુખનો વાંચે અને મારી પછી પણ મારા સખુનોથી ફાયદો પામે અને આ સખુનો તે ધણીની પાયાસુજી (પાયમોજ઼દ) થઇ પડશે."

આ તખ્તીના શબ્દોનો ભાવાર્થ, જો તે ઘણી છુટથી સમજી તે ઉપરથી આપણે ધડો લેઇએ તો, આ છે કે "આપણે મરનારની 'પાદશે' જવું, તે મરનારના આપણુ સાથના આગળા સંબંધનો, તેના તરફ માન દેખાડી, એક પ્રકારનો કમીનો બદલો રજુ કરવા જવું. અહુરમજ઼દ આપણુ સર્વેને આપણાં ભલાં કામોનો બદલો (પાદાશ) આપનાર છે. માટે આ સેવટની આરામગાહે જઇ, તેનો બદલો મેળવવાને લાયક થવાના વિચારો આપણે કરવા. તે માટે એ સેવટની અવલમંજલ પોહોંચાડવાની જગ્યાએ પગે ચાલી જવાની મેહેનતનો બદલો (પાયમુજી) આપણે લેવો હોય તો, તે પૈસાનો નથી, પણ ત્યાં મોત માટેના, બીજી જીંદગી માટેના, અને તે જીંદગીની ભલી હાલત માટેના વિચારો કરી તે ઉપરથી લેવાનો છે.

દખ્માઓ—આપણાં ધર્મપુસ્તકોમાં ફર્માવેલું છે કે લાશને બની શકતી રીતે ઊંચી જમીન ઉપર

ખુલ્લી મુકવી. તેની મતલબ આ કે, તે ઉપર ખોર્શેદની રોશની ખુલ્લી પડે. વળી ફર્માન છે કે, લાશને માસહારી પક્ષીઓથી ભક્ષ થવા દેવો. આપણા હાલનાં દખ્મામાંઓ એ ફર્માનની રૂઢીએ છે. આ રૂઢીથી લાશને, આપણી તંદરૂસ્તીને આડે નહિ આવે એવા ઉપાયોથી, તેની સેવટની જગ્યાએ આપણે પોંહોચાડયે છિએ. વસ્તીથી દૂરની જગ્યાએ લાશને સુર્યની રોશનીમાં મેલવાથી તેનાં રોગજનક બીજ માણુસોમાં ફેલાવાનો સંભવ રહેતો નથી. વળી માસહારી પક્ષીઓથી માસનો ભક્ષ થવાથી પણ શરીરના ભાગો છુટા પડવાનું કામ જલદીથી ચાલી રોગજનક બીજ પંથરાવાનો સંભવ રહેતો નથી.

## મરનારનાં રવાનની ક્રિયા.

**મરણ બાદની રવાનની હાલત માટે જર્થોશ્તી વિચારો**—આપણે ઉપર કહ્યું કે માણુસ તન અને રવાન એ બેનું બનેલું છે. રવાનનો નાશ નથી, પણ તે અમર છે. આ ત્રણ પાંચ દહડાની જીંદગી તમામ થતાં મરણ બાદ રવાન બીજે કેથે વાસો કરે છે.

હવે આપણા ધર્મપુસ્તકો કહે છે કે, મરણ બાદ જયારે શરીરનાં તત્વો છુટાં પડી જાય છે, ત્યારે રવાન તે

શરીરને છોડી દે છે. મરણ બાદ ત્રણ દિવસ સુધી તે આ દુનિયાની હદમાં અનદીઠ રીતે રહે છે. ત્રણ દાહડા પછી, ચેહારમની યાને ચોથા દિવસની બામદાદે, રવાન આ દુનિયામાંથી મીનોઇ જેહાનમાં જાય છે. ત્યાં જતાં અહુરમજ્દના હોકમથી મેહેર દાવર, જે ઇનસાફનો કરનાર છે તે, બીજા યજદોની સાથે તે મરનારનાં આ દુનિયાનાં કામોનો ઇનસાફ કરે છે. તેમ ઇનસાફ કરતાં, જો માલુમ પડે છે કે, તે મરનારે કરેલા ભલાં કામો તેનાં ભુડાં કામો કરતાં જરાક પણ વધારે છે તો, તેટલે દરજ્જે તેને બેહશ્તમાં જવા દેવામાં આવે છે. પણ જો તેનાં ભલાં કામો કરતાં તેનાં ભુડાં કામો જરાક પણ વધારે હોય છે તો તેને તેટલે દરજજે દોજખમાં મોકલવામાં આવે છે. "કરણી તેવી પાર ઉતરણી "ના નિયમ મુજબ તે રવાનનો ઇનસાફ થાય છે. જો તેના ભલાં કામોનો સરવાળો તેની તરફેણમાં હોય છે તો બીજી જેહાનમાં જતાં, તેનાં રવાન સનમુખ, તેનાં તે ભલાં કામોનું એક ચિત્ર, એક સુંદર સ્રીનાં રૂપમાં, નજરે પડે છે. તે સુંદર સ્રી તેને સોહામણી દેખાય છે અને તે પોતે તેથી ખુશી થાય છે. જો તેણે ભુડાં કામો વધારે કીધાં હોય છે તો તેને તે ભુંડાં કામોનું ચિત્ર એક દરાગ્ણી બદસુરત સ્રીનાં રૂપમાં દિસે છે.

તે સ્ત્રી દરામણી દિસે છે અને તેણી તે રવાનને દલગીર કરે છે. એ સ્ત્રી રૂપી ચિત્રને આપણાં પુસ્તકોમાં મરનારની "દએના" અથવા "કેર્દાર" એટલે "કરણીનું રૂપ" કહે છે.

અલંકારીક રીતે એવું ધારવામાં આવે છે કે આ દુનિયા અને મીનોઇ જેહાનની વચ્ચે એક પુલ છે, જેને ચિનવદ એટલે કે "ભલું ભુંડું ચુંટી કાહડવાનો પુલ" કહે છે. તે પુલ મારફતે મરનારનું રવાન પેલી જેહાનમાં પસાર થાય છે. ભલાંઓનાં રવાનો ત્યાંથી પસાર થઇ ઉપર બેહૂશ્તી હાલતમાં જાય છે. ભુંડાંનાં રવાનો નીચે દોજખી હાલતમાં પસાર થાય છે. જેઓનાં ભલાં અને ભુંડાં કામો બરાબર એકસરખાં હોય છે તેઓ હમસ્તેગાન નામની હાલતમાં રહે છે, કે જ્યાં નથી તેઓને ઘણી ખુશી કે નથી ઘણી દલગીરી પ્રાપ્ત થતી. જે રવાનો આ દુનિયાનાં પોતાનાં ભલાં કામોનો બદલો પામી ઉપલા પુલ ઉપરથી પસાર થઇ બેહૂશ્તમાં જાએ છે, તેઓ બોખ્તગી અથવા છુટકો પામ્યાં, એમ કહેવાય છે.

આ તપાસ મુજબ એક માણસે પોતાનાં રવાનની બોખ્તગી અથવા છુટકારો મેળવવો, અથવા સાધારણ શબ્દોમાં બોલીએ તો, બેહેશ્તમાં જવું, અથવા તેથી

ઉલટું છુટકારો નહિ મેલવી દોજખમાં જવું, એ તેના પોતાના હાથમાં છે. આ દુનીયામાં જેવી રીતે કામો કર્યાં હશે તેવી રીતે તેને પેલી જેહાનમાં બેહસ્ત યા દોજખનો બદલો મલશે. "કરણી તેવી પાર ઉતરણી" નો નિયમ તેનાં કામોમાં તે જોશે. "ભુંડાઇનો બદલો ભુંડાઇ અને ભલાઇનો બદલો ભલાઇ" (અકેમ અકાઇ વંઘુહીમ અષીમ વંઘ્હવે) એ એક જરથોસ્તી કહેવત સમાન નિયમ છે.

**ત્રણ દિવસની ક્રિયા**—હવે ઉપર મુજબ રવાન ત્રણ દિવસ સુધી આ દુનિયાની હદમાં રહે છે. આપણા ધર્મ પુસ્તકોમાં જણાવ્યું છે કે, આપણુ માણસ જાતનું—શું જીવતી હાલત (જીંદેહ રવાન) કે ગુજરેલી હાલત (અનુશે રવાન)માં—સરોશ યજદ અહુરમજદના હોકમથી રક્ષણ કરે છે. મરણ બાદ પણ સરોશ પેહેલા ત્રણ દિવસ રવાનનું રક્ષણ કરે છે. આપણે જીવતાં હોઇએ છિએ ત્યારે રાત દાહડો સરોશ યજદ આપણી નેગેહબાની કરે છે. એ સબબે દરેક ગેહની બંદગીની શરૂઆતમાં આપણે સરોશ બાજ ભણીએ છિએ. હવે મરણ બાદ જ્યારે શરીરથી રવાન છુટું થાય છે, ત્યારે, તે, જાણે એકાએક નવી હાલતમાં એકલું અટુલું થઇ પડે છે. તે વખતે ત્રણ દિવસ સુધી સરોશ યજદ તેની

પાસબાની કરે છે, તેની રાહનુમાઇ કરે છે. માટે મરણ બાદના એ ત્રણ દિવસ, જયારે તે દુનિયાની હદમાં હોય છે ત્યારે, સરોશ યજદની ક્ષનુમન અથવા પીછાનની યાદથી મરનારનાં ઘર આગળ યા દરેમેહેરમાં ક્રિયાઓ થાય છે. અહુરમજ્દનાં ફર્માનથી સરોશ યજદે, તે મરનારની આખી જીંદગીમાં, તેનાં રવાનની પાસબાની કરી હતી, અને, મરણ બાદ પણ, તેની નવી એકલી હાલતમાં તે તેની ત્રણ દાહડા પાસબાની કરે છે. તે માટે સરોશની એ ક્રિયા, તે પાસબાની કાજે, સરોશ યજદ તરફ અને અહુરમજ્દ તરફ સેપાશગુજારી ની છે. તે સેપાસગુજારી સાથે અર્જગુજારીની પણ ક્રિયા છે, કે સરોશ યજદ તે મરનારનાં રવાનની પાસબાની કરે. તે ક્રિયા તે રવાનની બદલાયલી હાલતમાં તેને એક પ્રકારના તકવા, કૌવત અને હિમ્મત સમાન થઇ પડે છે. તે રવાન પોતાનાં વાહલાંઓ, જેઓ સાથે તેણે જીંદગાનો મોટો ભાગ ગુજારેલો, તેઓથી એમ છુટું પડતાં, પોતાને વીસારી મેલેલું નહિ, પણ આ મુજબ યાદ થતું, જોઇ હિમ્મત લે છે અને ખુશી થાય છે.

**સરોશની ક્રિયા**—એ સરોશની ક્રિયાઓમાં નીચલી અગતની છેઃ તે રવાનનું અહીં ત્રણ દિવસ રેહેવું

છે, તેથી સરોશની ત્રણ યજશ્ને, ત્રણ દિવસ સરોશની બાજ, અને ત્રણ રાત સરોશનો કરદો.

ધર્મગુરૂઓથી થતી એ ક્રિયાઓ ઉપરાંત મરનારનાં હૈયાત ખેશીઓએ અને મિત્રોએ પોતે જાતે એટલા દિવસો અહુરમજ્દની બની શકતી યાદ, વખતે વખત કરી, તે મરનારને યાદ્દાકરી અહુરમ. દને હાથે તેનાં રવાનની પાસબાની સરોશ યજદ મારફતે ચાહવી. તેનાં પોતાનાં નજદીકનાંઓથી થતી યાદ અને આરાધનાથી મરનારને ઘણો તકવો અને હિમ્મત મલે છે. અલબતે, એ દિવસો ઉપર હૈયાત ખેશીઓને મરણનો ગમ ઘણો લાગે, પણ તે માટે રડવા અને વિળાપ કર્યા કરવા કરતાં સબુરી પકડી અહુરમજ્દને યાદ કરવો અને તે મરનારનાં રવાનને ખુશનુદી ઇચ્છવી, એ તે મરનાર માટે વધુ જરૂરનું છે. શોક, જારી અને વિળાપ એક રીતે જીવતાંઓનાં પોતાનાં સ્વાર્થ કાજે છે. પણ મરનારની નૈયતે અહુરમજ્દને યાદ કરવો અને તેને માટે ખુશનુદી ઇચ્છવી તે તેનાં હિત અર્થે છે.

**ત્રીજી રાત પછી બામદાદની ક્રિયા—** આપણે ઉપર કહ્યું કે, ત્રણ દિવસ પછી, ચેહારમની બામદાદે, રવાન પુલગુજાર થાય છે. એટલા માટે તે વખત રવાનને માટે અગતનો સમાય છે. મરનાર

ગુજરવા પછી પણ તેનું રવાન ત્રણ દિવસ સુધી આ દુનિયાની હદમાં હતું. હવે ત્રણ દિવસ બાદ, બામદાદે, તે આ દુનિયા છોડી પેલી જેહાનમાં જાએ છે અને ત્યાં તેનાં કામનો ચિનવદ પુલ ઉપર મેહેર યજદ, જે મેહેર દાવર કહેવાય છે, તેની હજુર ઇનસાફ થાય છે. મેહેર યજદને ઇનસાફનાં એ કામમાં રશ્ને અને આસ્તાદ યજદ મદદ કરે છે. ત્યારે તેના ઇનસાફનો આ અવસર અગતનો છે. માટે મરનાર માટે અહુરમજ્દ પાસે ખુશનુદી ઇચ્છવાનો, અને ભલી દીલસોજી સાથની બંદગીથી મરનારનાં રવાનને હિમ્મત અને તકવો આપવાનો, એ લાયક વખત છે. એ સબબે, એ વખતે, બામદાદે, મરનારની નૈયતે નીચલી ચાર બાજે ધરવા ( ભણવા ) માં આવે છે :

એક રશ્ને અને આસ્તાદ યજદની ક્ષ્નુમનથી. રશ્ને યજદ ઇનસાફ ઉપર અને આસ્તાદ યજદ સચ્ચાઇ ઉપર મવક્કલ છે. એમ ઇનસાફ અને સચ્ચાઇ ઉપર મવક્કલ હોવાથી તેઓ મેહેર દાવરને ઇનસાફનાં કામમાં મદદ કરે છે. માટે એ બે યજદોની ક્ષ્નુમનથી બાજ ધરી તેઓને યાદ કરવામાં આવે છે.

બીજી બાજ રામ યજદની છે. રામ યજદ હવા ઉપર અથવા બરાબર રીતે બોલ્યે તો, હવાની ઉપરના

અથવા હવાની હદ બાહારના અત્યંત વાયુરૂપી પદાર્થ (ether) ઉપર, મવકુફ છે. આપણી પૃથ્વિ અને બીજા ઉપરના ગ્રહો અથવા દુનિયાઓ વચ્ચે કાંઇ સંબંધ હોય તો, હાલની વિધા પ્રમાણે પણ, તે આવા કોઇ પાતળા પદાર્થ મારફતે છે. ત્યારે રવાનનું પેલી જેહાનમાં પસાર થવું, તે, જાણે એ પદાર્થ, જેને આપણા પુસ્તકોમાં વાએ કહે છે તે મારફતે છે. તેથી એ વખતે રામ યજદની બાજ ધરવાનું ફર્માન છે.

ત્રીજી બાજ અર્દાફ્રેરોશની, એટલે "હમા અશો ફ્રેરોહરો"ની છે. ત્રણ દિવસ પછી ચોથે દિવસે રવાન પેલી જેહાનમાં જાયછે અને તે દિવસ પછી તે અને તેનાં જીવતાં વાહલાંઓ વચ્ચે કાંઈ પણ સંબંધ હોય તો તેનાં ફ્રેરોહર મારફતે હોય છે. એ ફ્રેરોહર શું છે તે બાબે આપણ પછવાડે વિચાર કરીશું. તેથી ફ્રેરોહરોને યાદ કરવાની બાજ એ પ્રસંગે અગતની ગણાય છે.

ચોથી બાજ સરોશ યજદની છે કે જે સરોશ યજદે, ઉપર જણાવ્યું તેમ, મરનારનાં રવાનને જેમ જીંદગીમાં, તેમ મરણ બાદ ત્રણ દિવસ રક્ષણ આપ્યું હતું.

**ચેહારમની અને તે પછીની ક્રિયાના અવસરો**—પોતાનાં ગુજરી ગયલાં વાહલાંઓ તરફ માનપૂર્વક લાગણી ધરાવવી, એ ઘણીક પ્રજાઓમાં થોડી

કે ઘણી હદે જોવામાં આવે છે. તેઓ તરફ ભકિતભાવ ધરાવવો અને તેઓની માનપૂર્વક યાદ કરવી સ્વભાવિક છે. આપણાં ગુજરી ગયલાંઓની, આપણાં મરણ પામેલાં અતલગનાંઓની યાદગારીની મોહોબતભરી કાળજી કુદરતી છે અને આપણને માનભરી છે. જીવતાંઓ. તરફની મોહોબતનો બદલો આપણને વળતી મોહોબતમાં પાછો દેખઇતી રીતે મળે છે. તેથી આપણને તેઓ તરફ મોહોબત દેખાડતાં એક જાતનો દેખઇતો તુરતનો સંતોષ મળે છે. પણ મરણ પામેલાંઓ તરફની મોહોબતનો બદલો તો ગેબી છે. તે આપણને નજરે પડતી રીતે મળતો નથી તેથી જયારે પેહેલાં કામમાં દેખઇતો એક જાતનો સ્વાર્થ સમાયલો છે, ત્યારે બીજામાં એવો દેખઇતો નજરે પડતો સ્વાર્થ નથી. તેટલાં માટે પાછલી, એટલે મરણ પામેલાંઓ તરફની આપણી મોહોબત આપણ માટે વધારે માનભરી છે.

ગુજરેલાંઓની યાદનો અમર્ગીનાં આકીન સાથે સંબંધ—ગુજરેલાંઓ માટેની પવિત્ર યાદ અને માનભરી લાગણી, જે ઘણીક પ્રજાઓમાં ભકિતભાવનું રૂપ લે છે, તે ભવિષ્યની હસ્તી અથવા અમર્ગીના આકીન સાથ સંબંધ ધરાવે છે.

આ પૃથ્વિની આપણી જીંદગી ટુંકી છે અને તે

પછી આપણને મીનોઇ જેહાનમાં બીજી જીંદગી ગુજારવી છે. આ દુનિયાની ત્રણ પાંચ દાહાડાની જીંદગી પછી બીજી જીંદગી આપણ માટે સરજેલી છે. રવાનની અમર્ગીનું આ આકીન—અહુરમજ્દની હૈયાતીના આકીન પછી—ધર્મના મૂળ પાયા તરીકેનું બીજું આકીન છે. ડા૦ હાઉગ કહે છે તેમ, એ આકીન "અવસ્તાના મુખ્ય કાનુનોમાંનું એક છે."[1]

ડા૦ ગાઇગર કહે છે કે "અવસ્તાનાં લોકો કરતાં બીજા કોઇ પણ લોકોમાં તે આકીન વધારે પ્રસિદ્ધ રીતે જણાતું નથી અને એ વિષેનો વિચાર વધારે ચોક્કસ રીતે જણાવેલો અને વિગતવારે પ્રફુલ્લીત કરેલો નથી. એઓમાં અમર્ગીનું અને ભવિષ્યની દુનિયામાં ઇનસાફના ઘટતા બદલાનું આકીન ધર્મનું એક મુખ્ય ફર્માન થઇ પડયું છે. એ આકીન વગર જરથોસ્તી ધર્મ નહિ સમજી શકાય એવો થઇ પડે."

**ગુજરેલાં અને જીવતાંઓ વચ્ચે એક પ્રકારનો સંબંધ**—જરથોસ્તી ધર્મ પ્રમાણે, જોકે મરણ બાદ ગુજરેલાંઓ અને તેઓનાં વહાલાં ખેશીઓ વચ્ચેનો

(૧) Haug's Essays, બીજી આવૃતી પા. ૧૧૧.

(૨) દસ્તુર દારાબ પે. સંજાણાનો, ડા૦ ગાઇગરનાં પુસ્તકનો તરજુમો, પુસ્તક ૧, પા. ૫૮.

સંબંધ જાહેર રીતે તુટે છે, તોપણ તે ગેબી અથવા અનદીઠ રીતે, ચોક્કસ હદમાં, ચેક્કસ શરતો વચ્ચે, ચાલુ રહે છે. જો જીવતાં વાહલાંઓ પોતાનાં ગુજરેલાં ખેશીઓને ઘટતી રીતે યાદ કરી, તેઓની યાદદાસ્ત લાયક રીતે પોતાના મનમાં તાજી રાખે અને પોતે સદગુણી નિવડી તે મરનારની મદદ મેળવવાને લાયક થાય, તો તે ગુજરેલાં ખેશીઓનાં ફરોહરો, તે વાહલાંઓ ઉપર પોતાની રહેમભરી નજર ચાલુ રાખી, તેઓના હકમાં આશીષ અને દુવા દે છે, અને તેઓની મદદે અને યારીએ આવવાને તૈયાર હોય છે.[1] મરનાર શાહાનશાહ નેપોલયન ત્રીજો, પોતાનાં વસિયતનામામાં પોતાના છોકરાને એ માટે કહે છે કે, "તેણે (મારા છોકરાએ) યાદ રાખવું જોઇએ કે જેઓને આપણે ચાહોયે છિએ તેઓ આકાશની ઉંચાઇએથી આપણુપર નેગાહ રાખે છે અને આપણું રક્ષણ કરે છે." એ શાહાનશાહે વધુ આ કહ્યું છે કે, "મારા કાકાના રૂહે મને પ્રેરના બુધ્ધિ આપી છે અને મને યારી આપી છે. જો મારો છોકરો પણ તેનાં નામને લાયકનો થશે તો તેને પણ તે તેમ કરશે."

---

૧ ફરવર્દીન યશ્ત કર્દો ૧૩, ફ. ૪૯ થી ૫૨ અને ફ. ૧૫૬–૫૭.

**જીવતાં અને ગુજરેલાંઓ વચ્ચેનાં સંબંધનું સાંધણુ ફરોહરો**—જરથોસ્તી ધર્મ પ્રમાણે, એ ગુજર પામેલાંઓ તેઓનાં જીવતાંઓ સાથે જે અરસપરસનો મોહોબત ભર્યો સંબંધ ધરાવે છે, તે પોતાનાં ફરોહરોની મારફતે છે.

**માણુસની બનાવત**—આપણે આગળ એશારો કીધો તેમ, અવસ્તા પ્રમાણે, માણુસ શારીરિક અને મીનોઇ ભાગોનું બનેલું છે. તેના મીનોઇ ભાગોમાં તેનું રવાન અને તેનું ફરોહર સમાયલાં છે. શારીરિક ભાગોને ટેકવી રાખનાર જીવન શકિત (ઉશ્તાન) ને માણુસનાં શરીરમાં ચાલુ રાખવાને અહુરમજ્દે બખશેલી પાંચ ઇંદ્રીઓનો આપણને ઉપયોગ કરવો પડે છે, જેમકે જીભથી ખોરાક ચાખવો છે, નાકથી સુંગવું છે, વિગેરે. જીવન શકિતને ચાલુ અને સંતોષો રાખવા ઇંદ્રીઓનો મધ્યમ સર ઉપયોગ સવો છે અને તે કરવો જોઇએ. પણ તેઓનો કાયદા વિરૂદ્ધ ઉપયોગ હવસ થઇ પડે છે.

હવે રવાનનું એક માણુસનાં શરીરમાં, તેની જીવન-શકિત સાથે જોડાવું, તે તેને માટે એક જાતની કસોટી, એક જાતની તપાસ, એક જાતની પરિક્ષા છે. રવાન, જે સ્વતંત્ર હતું, તેને હવે જીવન શકિત સાથે જોડાવું

પડે છે કે જે જીવન શકિતને ચાલુ રાખવા ઇંદ્રીઓનો ઉપ્યોગ કરવો પડે છે. ઇંદ્રીઓનો આ ઉપ્યોગ કાયદા વિરૂધ્ધ થઇ હવશી બની જવાને પાત્ર છે. ત્યારે દરેક માણસની ફરજ છે કે તેણે પોતાનાં રવાનને, જીવન-શકિતના સંબંધમાં આવ્યા પછી પણ, સ્વચ્છ રાખવાની કોશેશ કરવી, કે તેથી તેને જીવન શકિતવાળી ઇંદ્રીઓની કાયદા વિરૂધ્ધ મોજથી કોઇ પણ આલુદગી નહિ પોંહોચે. શારીરિક ભાગો સાથે સંબંધમાં આવ્યા છતાં, એક રવાન, જો પોતે ખાલેસ અને સ્વચ્છ રહે તો તેણે આ દુન્યાની કસોટી, આ જેહાનની તપાસ, આ ગેથીની પરિક્ષા પસાર કરવા બરાબર છે. એ કારણને લીધે જીવન શકિતને તૃપ્ત રાખવા માટે એ પાંચ ઇંદ્રી-ઓનો ઉપ્યોગ કરવામાં એક માણસનાં રવાને ઘણું સાહુચેત રેહવું જોઇએ અને હવસોને આધીન થવું ન જોઇએ.

**માણસનાં ફરોહરનું કામ**—ઇંદ્રીઓની કાયદા વિરૂધ્ધ મોજ સામે રવાનને ઉપર પ્રમાણે સાવચેત રાખવા માટે, તેને ખબરદાર રાખવા માટે, ખુદાતાલાએ દરેક માણસને એક રેહબર ફરોહર બખશ્યું છે. એ ફરોહર એક મીનોઇ ભાગ છે, કે જેનું કામ તે રવાનને બુદ્ધિ (બઓધ) મારફતે સારી આજ્ઞા પોંહોચાડવાનું,

સારી સલાહ આપવનું, સારો માર્ગ દેખાડવાનું, અને તેમ કરી તેનું રક્ષણ કરવાનું, તેની નેગેહબાની કરવાનું, અને તેને સહાય થવાનું છે. ટુંકમાં કહો તો ફરોહર માણસનાં રવાન માટે એક નેગેહદાર રૂહ છે. તે એક મીનોઈ ભાગ છે કે જે માણસનાં રવાનની રેહબરી કરે છે. ફરોહરની રેહબરી કબૂલ રાખી જો રવાન ભલાં કામો કરે છે તો તે બેહેશ્તમાં જાય છે. જો તે રેહબરી નહિ માન્ય કરી બુડાં કામો કરે છે તો દોજખમાં જાય છે. આ જેહાનનાં સારાં કામોનો સારો બદલો પામવો યા બુડાં કામોની સજા ખમવી એ રવાન માટે છે.

**રેહબર ફરોહર મારફતે સંબંધ**--ત્યારે, ગુજરેલાંઓ અને તેઓનાં જીવતાંઓ વચ્ચે જે મોહોબતભર્યો સંબંધ કેટલીક હદે, કેટલીક શરતો વચ્ચે, રહે છે તે તેઓનાં ફરોહર મારફતે છે. એઓની "અર્દા ફરોશ" ને નામે જણાયલી આરાધનાનાં અવસરો મરનારનાં ચાહારમ યાને મરણ બાદના ચોથા દિનથી શરૂ થાય છે.

**ફરોહરોની આરાધનાના ખાસ અવસરો**—આપણાં પુસ્તકો પ્રમાણે ફરોહરોની યાદના એ મુખ્ય અવસરો, ચાહારમ, દસમું, માસીસાનો ત્રીસમો દાહાડો અને વર્ષીનો દાહાડો છે. એ ઉપરાંત હમસ્પથમએદ-

એમ ગાહુમ્બાર ઉપર પડતા ફર્વર્દેગાનના ૧૦ દિવસો તેઓની યાદના ખાસ અવસરો છે.

**એ સંબંધની શરતો**—આપણે કહ્યું કે, મરણ બાદ, ગુજરેલાંઓ અને તેઓનાં જીવતાં વાહલાંઓ વચ્ચે ચોકસ શરતો વચ્ચે એક પ્રકારનો સંબંધ છે. હવે આપણે જોઇએ કે તે સંબંધની શરતો કેવી છે?

જીવતાંઓએ મરનારોને ઘટતી રીતે આરાધવાં જોઇએ, યાદ કરવાં જોઇએ, તેઓની સ્તુતિ કરવી જોઇએ. હવે એ યાદ ઘટતી રીતની બરાબર થવા માટે જરૂરનું છે કે તે જીવતાંઓએ પોતાની વર્તણુંકથી લાયક થવું જોઇએ. જીવતાંઓએ મરનાર તરફ માન, મોહોબત, યાદ, જાહેર કરવાં, તે "અશોઇને પોંહોચનારી નેમાજ (અષ નાષ નેમંઘહ)" થી જાહેર કરવાં જોઇએ ભલાંઓ ભલાંઓનીજ સંગત કરે છે. માટે જો તમો તમારાં ગુજરી ગયલાં ભલાં વાહલાંઓની યારી માગતાં હોવો, તેઓનાં આશીશ અને દુઆઓ માગતાં હોવો તો તમોએ ભલાં થવું. આપણાં વાહલાંઓ જીવતાં હતાં ત્યારે પણ, આપણે જો ભુંડાં થતાં તો, તેઓ નાખુશ થતાં, અને ભલાં થતાં તો તેઓ ખુશ થતાં. ત્યારે મરણ બાદ પણ તેઓ આપણા તરફ એવીજ રીતે જુએ, આપણે ભલાં નિવડયે તોજ તેઓ આપણી

સાથે ગેબી સંબંધ રાખે. જો આપણે ભલાં થઇશું તો અપણી જીંદગી ઉપર તેઓ ગેબી નજર રાખી આપણુને મદદ કરશે. એ બાબે ત્રીજા નેપોલ્યનના બેટા પ્રીન્સ ઇમપીરીયલ નેપોલ્યનના આ શબ્દો હતા કે, "બખશ ઓ ખોદા ! કે મારૂં અંતઃકરણ ખાતરીથી માને કે, જેઓને હું ચાહું છું અને જેઓ ગુજરી ગયાં છે, તેઓ મારાં સઘળાં કામોને નેહાલશે. મારી જીંદગી તેઓની દેખરેખની લાયક નિવડે અને મારાં અંતઃકરણના વિચારો મને કદી શરમમાં નહિ નાખે." જો કુટુંબનાં જીવતાંઓ એમ ભલી જીંદગી ગુજારે છે તો તેઓનાં ગુજર પામેલાં વાહલાંઓ તેઓના હકમાં દુઆ અને આશીશ દે છે.

**ગુજરી ગયલાંઓનાં ફરોહરોની સામઃ-જય યાદ કરવાનો ખાસ અવસર**—સઘળાં અશો ફરોહરોની આરાધનાનો ખાસ અવસર, અવસ્તા પ્રમાણે, હમસ્પથમએદએમ ગાહમ્બારનો છે જે અવસરના દશ દિવસોને આપણે ફ્રવર્દેગાનના દિવસોનાં નામે ઓળખયે છિએ. એ અવસર ઉપર ખાસ કરીને એઓની આરાધના કરવાની એક જરથોશ્તીની ફરજ છે. એ અવસર ઉપર તેઓ આરધનાની ખાસ ખાહેશ રાખે છે અને ઇચ્છે છે કે તેઓનાં જીવતાં

બેશીઓ તેઓની "સ્તુતિ કરે, તેઓને આરાધે, તેઓ સાથે સંબંધ રાખે, તેઓને ચાહે, તેઓને માન આપે, તેઓનાં નામ લીએ." જો તેઓનાં બેશીઓ તન મનની પવિત્રાઇથી એ સઘળું કરેછે તો તેઓ ખુશી થાય છે અને તેઓને દુઆ દેછે; અને જો તેઓ તેમ નથી કરતાં તો તેઓ દલગીર થાય છે.[1]

## જશનો.[2]

**જશન શબ્દનો અર્થ**—જશન શબ્દ એ અવસ્તાનો 'યસ્ન' શબ્દ છે. એ 'યસ્ન' શબ્દ, ધાતુ 'યજ' એટલે "ઇજવું, આરાધવું, સ્તુતિ કરવી" ઉપરથી નિકળેલો છે. ત્યારે "જશન" એટલે "આરાધના, સ્તુતિ, વખાણ." એ સ્તુતિ, એ વખાણ, તે કોણની? એ સ્તુતિ, એ વખાંણ તેઓની, કે જેઓ યજત અથવા યજદ હોય, એટલે કે જેઓ સ્તુતિ અથવા વખાણ કરવાને લાયકનાં હોય.

---

(૧) ફ્રવર્દીન યસ્ત, ફ. ૪૯ થી ૫૭, ૧૫૬, ૧૫૭.

(૨) જશનો બાબે જુઓ આ લખનારનું પુસ્તક "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો," ભાગ ત્રીજો, પાના ૧૨૫ થી ૧૪૫.

એવી સ્તુતિને એવી વખાણુને લાયકનું કોણુ છે? પેહેલે તો અહુરમઝ્દ આપણી પેહેલી વખાણુ અહુર-મઝ્દને ઘટે છે કે જેનાથીજ સર્વ જગત છે. આપણી બીજી સતુતિ અમેષાસ્પન્દોને ઘટે છે. આપણી ત્રીજી સ્તુતિ યઝદોને ઘટે છે. આપણી ચોથી સ્તુતિ અશોનાં ફ્રેરોહરોને ઘટે છે.

**જશનના દિવસોની મતલબ**—આપણાં જશનો ત્યારે અહુરમઝ્દની, તેના અમેષાસ્પન્દોની, તેના યઝદોની અને અશોનાં ફ્રેરોહરોની સ્તુતિ કરવા માટેના, તેઓની વખાણુ કરવા માટેના ખાસ દિવસો છે.

બીજું, જશનના દિવસો, ઉપર મુજબ સ્તુતિ અને વખાણુ કરવા પછી, આસાયશ, રાહત અને ખુશી ખુશાલીના દિવસો છે. દિવસોનાં ચાલુ કામકાજ પછી માણુસને થોડીક આરામ અને રાહતની જરૂર છે. માટે એ દિવસો એવા આરામ અને રાહત માટેના દિવસો છે.

ત્રીજું, એ દિવસો, આરામ અને રાહત સાથ ગુજારવા ઉપરાંત ભાઇબંધી વધારવાના, મિત્રાચારી જાળ-વવાના અને સંસારી ભાઇચારો વધારવાના દિવસો છે.

**સઘળી પ્રજાઓમાં જશનો**—સઘળી પ્રજાઓ, શું પૂર્વ ભણીની કે પશ્ચિમ ભણીની, શું અસલી કે હાલની,

શું ભણેલી કે નહિ ભણેલી, એ સર્વમાં, વર્ષનાં ચોક્કસ દિવસો તેહેવાર અને જશનોના હતા અને છે. અસલી યૂનાનીઓ, રોમનો, હીબ્રુઓ, ઇજીપ્શીયનો, હિંદુઓ અને ખ્રીસ્તીઓ પોતપોતાનાં જશનો એમ પાળતા. તેમજ હાલમાં પણ સર્વ પ્રજાઓ તે પાળે છે. જેમ કોઇ પ્રકારના ધર્મ યા ધાર્મિક વિચારો વગરની કોઇ પણ પ્રજા હોતી નથી, તેમ કોઇ પ્રકારના ધાર્મીક તેહેવારો વગરની કોઇ પણ પ્રજા હોતી નથી. સઘળી પ્રજાઓનાં અસલી પુરાણાં જશનોને ખુદાતાલાની યાદ સાથે સંબંધ છે. ખુદાએ આ જગત પેદા કીધી તે સંબંધી યાદનાં યા તે પેદાયશ સાથ તાલુકો રાખનારી રૂતુઓ યા મોસમોનાં તે જશનો છે.

ત્યારે એવાં જશનોની કીર્તિ જાળવી રાખવી અને તેઓને તેઓની અસલ નેમ પ્રમાણે, ધાર્મિક, રીતે, ધાર્મિક ભક્તિભાવ વધારવા કાજે ચાલુ રાખવાં, એ એક ભલું કામ છે. એવાં જશનો બંધ થાય તો એક ટોળાના ધાર્મિક વિચારોને નુકશાન થાય, એટલુંજ નહિ, પણ તે ધાર્મિક વિચારો જે સંસારી બંધારણ ઉપર ભલી અસર કરતા હોય તે સંસારી બંધારણને પણ નુકસાન થાય. તેથી એવાં જશનો બંધ પડે તો તે એક પ્રજા યા ટોળા માટે એક

ખરાબીની ઇધાંણી ગણાય. એ બાબે એક અંગ્રેજ લખનાર સાઉધીના આ શબ્દો છે કે "જશનો જયારે બરાબર રીતે પાળવામાં આવેછે ત્યારે માણસોને પોતાના દેશના સંસારી અને ધર્મ સંબંધી ખાતાંઓ સાથે વળગેલા રાખે છે. તેથી જયારે તેઓ બંધ પડે ત્યારે તે બનાવ એક ખરાબી ગણાય.[1]"

આપણા મુખ્ય જશનો—આપણામાં નીચલાં જશનો મુખ્ય છે. તેઓ જે મહિનામાં પડે છે તે મહિનાનાં મથાળાં હેઠળ આપ્યાં છે.

## માહ ૧ લો ફરરોખ ફર્વર્દીન.

રોજ ૧ લો દાદાર અહુરમજ્દ—નઓરોજ.

રોજ ૩ જો અર્દીબેહશ્ત—રપિથ્વન ઈજવાનો દાહડો.

રોજ ૬ થો ખોર્દાદ—ખોર્દાદ સાલનું જશન.

રોજ ૧૯ મો ફ્રવર્દીન—ફ્રવર્દીઆંનનું જશન.

---

(૧) "Festivals when duly observed attach men to the civil and religious institutions of their country; it is an evil, therefore, when they fall into disuse,"

### માહ ૨ જો અર્દીબેહેશ્ત અમેશાસ્પંદ.

રોજ ૩ જો અર્દીબેહશ્ત—અર્દીબેહશ્ત મહિનાનું જશન.

રોજ ૧૧ મો ખોર્શેદથી તે રોજ ૧૫ મો દએ ૫ મેહેર સુધી, મઇદ્યોઝરેમ ગાહંમ્બારના પાંચ દાહડા.

### માહ ૩ જો ખોર્દાદ અમેશાસ્પંદ.

રોજ ૬ ઠો ખોર્દાદ—ખોર્દાદ મહિનાનું જશન.

### માહ ૪ થો તીશ્તર તીર.

રોજ ૧૧ મો ખોર્શેદથી તે રોજ ૧૫ મો દએ ૫ મેહેર સુધી, મઇદ્યોષહેમ ગાહંમ્બારનાં પાંચ દાહડા.

રોજ ૧૩ મો તીર—તીર મહિનાનું જશન.

### માહ ૫ મો અમર્દાદ અમેશાસ્પંદ.

રોજ ૭ મો અમર્દાદ—અમર્દાદ મહિનાનું જશન.

### માહ ૬ ઠો શેહેરેવર અમેશાસ્પંદ.

રોજ ૪ થો શેહરેવર—શેહરેવર મહિનાનું જશન.

રોજ ૨૬ મો આસ્તાદથી તે રોજ ૩૦ મો અનેરાન સુધી, પએતિષહએમ ગાહમ્બારનાં પાંચ દાહડા.

## માહ ૭ મો મેહર યજદ.

રોજ ૧૬ મો મેહેર—મેહેર મહિનાનું જશન.

રોજ ૨૬ મો આસ્તાદથી તે રોજ ૩૦ મો અનેરાન સુધી, અયાથ્રેમ ગાહમ્બારના પાંચ દાહડા.

## માહ ૮ મો આવાં.

રોજ ૧૦ મો આવાં—આવાં મહિનાનું જશન.

## માહ ૯ મો આદર યજદ.

રોજ ૯ મો આદર—આદર મહિનાનું જશન.
રોજ ૧૯ મો ફ્રર્વર્દીન. ફ્રર્વર્દીઆનનું બીજુ જશન.

## માહ ૧૦ મો દએ દાદાર.

રોજ ૧ લો દાદાર હોરમજદ—દએ મહિનાનું પેહલું જશન.

રોજ ૮ મો દએ ૫ આદર દાદાર—દએ મહિનાનું બીજું જશન.

રોજ ૧૧ મો ખોર્શેદ—પેગામ્બર અશો જરથોશતનો દિસો.

રોજ ૧૫ મો દએ ૫ મેહેર દાદાર—દએ મહિનાનું ત્રીજું જશન.

રોજ ૧૬ મો મેહેરથી તે રોજ ૨૦ મો બેહેરાંમ સુધી, મઇધ્યારેમ ગાહમ્બારના પાંચ દાહડા.

રોજ ૨૩ મો દએ ૫ દીન દાદાર—દએ મહિનાનું ચોથું જશન.

માહ ૧૧ મો બહમન અમેશાસ્પંદ.

રોજ ૨ જો બહમન—બહમન મહિનાનું જશન.

માહ ૧૨ મો અસ્પન્દાર્મદ અમેશાસ્પંદ.

રોજ ૫ મો અસ્પન્દાર્મદ—અસ્પન્દાર્મદ મહિનાનું જશન.

રોજ ૬ ઠો ખોર્દાદ—અવર્દાદસાલગાહનું જશન.

**જશનોના પ્રકારો**—આપણામાં જે મહિનો હોય તે મહિનાનું નામ ધરાવનાર દિવસ જશનનો દિવસ ગણાય છે. માટે ઉપલી ટીપમાં ઘણાંક જશનો એવાં છે. દાખલા તરીકે ફ્રર્વર્દીન મહિનો અને ફ્રર્વર્દીન રોજનું જશન, અર્દીબેહેશ્ત મહિનો અને અર્દીબેહેસ્ત રોજનું જશન, વિગેરે. આપણાં સર્વે જશનો મુખ્ય કરી ત્રણ ભાગમાં વેંહેચી શકાય.

૧. મોસમનાં જશનો.

૨. ગુજરેલાંઓની યાદનાં જશનો.

૩. કોઇ બનાવની યાદનાં યા તવારીખ સંબંધી જશનો.

અસલના વખતમાં એ ત્રણ પ્રકારનાં જશનોમાં સર્વથી અગતનાં અને પુરાણાં, મોસમનાં જશનો હતાં. તે સામાન્ય પ્રજાનાં જશનો હતાં. આખી અન્જુમન સામટી એવાં જશનોમાં ભાગ લેતી હતી. જશનો શરૂઆતમાં રૂતુનાં જશનો હતાં, તેની સાબેતી કેટલાંક જશનોના દિવસોનાં નામ ઉપરથી માલમ પડે છે. દાખલા તરીકે ગાહમ્બારનાં નામોમાં રૂતુ સાથે સંબંધ ધરાવતા અર્થો સમાયલા છે.

હાલનાં આપણા જાણીતાં જશનોને આપણે જો

ઉપર કહેલા ત્રણ ભાગોમાં વેહેંચી નાંખ્યે તો તે નીચે મુજબ છે:—

૧. ૠતુનાં જશનોમાં નીચલાં સમાય છે.

(ક) ગાહમ્બારનાં જશનો.

(ખ) જમશેદી નઓરોજ.

(ગ) મેહેરંગાન.

(ઘ) રપિથ્વન.

(ઙ) તીરંગાન.

(ચ) ખોર્દાદ સાલ.

૨. ગુજરેલાંઓની યાદમાં નીચલાં જશનો સમાયછે.

(ક) ફ્રર્વર્દેગાનના ૧૦ દિવસો.

(ખ) ફ્રર્વર્દીન મહિનો ને ફ્રર્વર્દીન રોજ. એ મુજબ દર મહિનાનાં ફ્રર્વર્દીન રોજ પણ ફ્રર્વર્દીઆનને નામે જણાય છે.

૩. તવારીખના બનાવોના સંબંધનાં જશનોમાં નીચલાં સમાય છે.

(ક) જમશેદી નઓરોજ.

(ખ) તીરંગાન.

(ગ) મેહેરંગાન.

આ ત્રીજા વર્ગનાં જશનોને આપણે, ઉપર જણાવવા મુજબ, પેહેલા વર્ગમાં, યાને રૂતુનાં જશનોના વર્ગમાં મુકયાંછે તે બરાબર છે. પણ તે ઉપરાંત, પાછલાં પુસ્તકોમાં તેઓનો તવારીખના કોઇ બનાવ સાથે સંબંધ દેખાડયો છે.

કદાચ તવારીખના કોઇ બનાવો, જેઓ સાથે જશનોનાં નામો જોડાયલાં છે, તેઓ એ દિવસે બન્યા હોય. પણ વધારે સંભવીક આ છે કે પાછલા વખતમાં તવારીખના જે બનાવો બન્યા હોય તે બનાવોની યાદનાં જશનો ખાખસુસ સગવડને ખાતર, યા તેઓને વધારે અગત આપવાને ખાતર, અને તેઓનો મહીમા વધારે મોટો કરવાને ખાતર, મોહસમના તેહવારોને દિવસે પાળવામાં આવ્યાં હોય; અથવા તે બનાવો સાથે સંબંધ ધરાવનાર પાદશાઓએ, રૂતુનાં જશનોના દિવસો પોતા સાથે સંબંધ રાખનાર તવારીખના બનાવોને અમલમાં મેલવા માટે પસંદ કર્યા હોય.

•

હાલમાં આપણે આતશબેહેરામો યા આતશઆદરાંનોની સાલગરેહનાં જશનો કર્યે છિએ તે, અથવા કોઇ મંડળી યા ખાતું પોતાની સ્થાપનાના દિવસો પાળવાનાં જશનો કરે છે તે સર્વે આ ત્રીજા વર્ગમાં આવે છે.

**જશનોની મતલબ**--આપણાં જશનોની મતલબ નીચલા પ્રકારની છેઃ

૧. પેહેલું તો જશનો કરવાની મતલબ અહુરમજ્દનું એહેસાંન માનવાની છે. જશનની ક્રિયામાં અહુરમજદની નિયામતો--મોસમની ચીજો, ફુલફલ, પાણી, આતશ, ગોસ્પંદની પેદાયશ તરીકે દુધ વિગેરે--રજુ કર્યે છિએ. એથી આપણને તે દાદર તરફ આભારની લાગણી દેખાડવાનું ભાન આવે છે. મોસમનાં જશનો અહુરમજ્દે આપેલી નેઆમતો માટે, પસાર થયલી મોસમમાં તે સાહેબે આપણ ઉપર દેખાડેલી મેહેરબાની માટે ઉપકાર માનવાના અને આવતી મોસમો માટે એહસાન સાથે દુઆગુજારીના અવસરો છે.

૨. એ જશનોની બીજી મતલબ ભાઇબંધીની છે. જશનની ક્રિયામાં ભણનાર બાપોકાર જાહેર કરે છે કે મેં જે સઘળું કર્યું છે, યા ધર્મની જે ક્રિયા કરી છે, સખાવતમાં જે કાંઇ આપ્યું છે, સવાબનાં જે કામો કર્યાં છે, તે સર્વ દાદારના ખજાનામાં પોંહોચે. આ ઘણો પર્મોર્થી વિચાર છે. આપણે ભલાં કામો આપણા પોતાના હિતાર્થે કરવાનાં નથી, પણ પર્માર્થ ખાતર કરવાનાં છે, આપણી આજુબાજુનાઓનાં ભલાં કાજે કરવાનાં છે. ભાઇબંધી જાળવવાનો આ ઉત્તમ વિચાર છે.

**કેટલાંક જશનોનો ખાસ ખુલાસો—** આપણે ઉપર જશનોની ટીપ આપી છે. તેમાંથી ફ્રર્વર્દેગાનના દિવસો માટે, આપણે જરા વીગતે વિચાર કીધો છે.[1] હવે આપણે થોડાંક બીજાં અગતનાં જશનો માટે બોલ્યે.

## ગાહમ્બારો.

આપણા જરથોસ્તીઓમાં ગાહમ્બારો ઘણા અગતનો અવસરો ગણાય છે. તેના બે સબબો છે:

પેહલો સબબ ખેતીના અથવા મોસમના સંબંધમાંછે, અને બીજો સબબ જગતની પેદાયશના સંબંધમાં છે.

**ગાહમ્બારો મોસમના તેહેવારો**—ગાહમ્બારો મોસમના તેહેવારો છે. તે ત્રણ રીતે માલમ પડે છે:—

૧. ગાહમ્બાર શબ્દનો અર્થ તે દેખાડે છે;
૨. ગાહમ્બારનાં નામો તે દેખાડે છે;
૩. ગાહમ્બારનું વર્ણન તે દેખાડે છે.

**ગાહમ્બાર શબ્દ**—ગાહમ્બાર શબ્દ અસલ પેહલવીમાં "ગાસાનબાર" છે. તેના ધાતુ ("ગાસ" એટલે "વખત") પ્રમાણે, તેને વખત સાથે સંબંધ છે. ગાહમ્બાર માટેનો અવસ્તાનો શબ્દ "યાઈર્ય" છે, જેનો અર્થ "વર્ષના વિભાગો" એમ થાય છે.

---

(૧) જુઓ પાનું ૧૩૨.

ત્યારે ગાહમ્બાર શબ્દનો અર્થજ દેખાડે છે કે તેને ૠતુ અથવા મોસમ સાથે સંબંધ છે. વર્ષના છ ગાહમ્બારો છે. તેઓનાં નામો અને તેએના અર્થ નીચે મુજબ છે:—

(ક) મઇદ્યોજરેમ ('મઇદ્ય એટલે મધ્ય અને 'જરેમ' એટલે લીલાશ) એટલે મધ્ય લીલાશ યાને મધ્ય વસંત.

(ખ) મઇદ્યોષેમ ('મઇદ્ય અને હમ=ષેમ=समा=Summer) એટલે મધ્ય ઉન્હાળો.

(ગ) પઇતિશહએમ (પઇતિ એટલે ઉપર અને હહ્ય=सस्य અનાજ) એટલે અનાજ કાપવાનો વખત.

(ઘ) અયાથ્રેમ. એ શબ્દ યાથ્ર (यात्रा) ઉપરથી સમજાવવામાં આવેછે અને તેનો અર્થ "પાછું ફરવું," એટલે "ગોસપંદોને ચરવાની જગ્યાએથી પાછો લાવવાનો વખત એમ થાય છે."

(ઙ) મઇધ્યારેમ (મઇદ્ય મધ્ય અને યાઇર્ય એટલે મોસમ, ખાસ શિયાળાની મોસમ) એટલે શિયાળાનો વખત છે.

(ચ) હમસ્પથમદેમ. એ શબ્દનો ધાતુ ચોક્કસ નથી. એ શબ્દ રાત દિવસ સરખા થવાનો વખત દેખાડે છે.[1]

---

(૧) ગાહમ્બારોનાં નામના ધાતુ પ્રમાણેના અર્થનાં વધુ વિવેચન માટે જુઓ "Burnouf sur le Yaçna pp. 294-332. જરથોસ્તી અભ્યાસ, અંક ૭, પા. ૪૦૩ થી ૪૧૨. Darmesteter, Le Zend Avesta Vol. I pp. 36-41.

વિસ્પરદ[1]માં ગાહમ્બારોનું જે વર્ણન છે તે ઉપરથી પણ માલુમ પડે છે કે ગાહમ્બારો રૂતુનાં જશનો છે. બુન્દેહેશ[2]માં પણ ખુલ્લી રીતે ગાહમ્બારોને રૂતુના ફેરફારો સાથે જોડયા છે.

**જગતની પેદાયશ** (Cosmogony) **ની નજરે ગાહમ્બારોની અગત્યતા**—પાછલા જમાનામાં લખાયલાં ગાહમ્બારનાં આફ્રીનગાનની પેહેલવી શરેહમાં અને ગાહમ્બારની આફ્રીનમાં ગાહમ્બારના અવસરોને જગતની પેદાયશ સાથે જોડયા છે. આપણા પુસ્તકો પ્રમાણે દાદારે આ જગતની પેદાયશ નીચલાં અનુક્રમે પેદા કરી છે:—

૧. આસ્માન, ૨. પાણી, ૩. જમીન, ૪. ઝાડપાન, ૫. જાનવર અને ૬ માણસ.[3]

એ પેદાયશો એક પછી એક અહુરમજદને હાથે પેદા થઇ પ્રગટી નિકળી છે. હાલની કુદરતી વિદ્યા પણ એ અનુક્રમ કબુલ રાખે છે. એ છ પેદાયશોને અહુરમજદે પેદા કીધી તે માટેની શુક્રગુજારીના એ અવસરો ગણાયા છે.

---

(૧) કરદે ૧ ફ. ૨. (૨) બાબ ૨૫ ફ. ૧.

(૩) જુઓ ગાહમ્બારનાં આફ્રીનગાનની પેહેલવી શરેહ. જુઓ દસ્તુર પેશોતનજી બે. સંજાનાની "તહ્મીરે ગાહમ્બાર."

**ગાહમ્બારના જશનોની મતલબ**—ત્યારે ગાહમ્બારનાં જશનોની મતલબ બે પ્રકારની છે. ૧. ગાહમ્બારો રૂતુના અવસરો છે, માટે ગાહમ્બારનાં જશનો, તે રૂતુની નિયામતો માટે, દાદારનું એહેસાન માનવાનાં, અને તે નિયામતો ચાલુ રાખવા કાજે દુઆગુજારીનાં જશનો છે.

૨. બીજું, તે દાદારે એક પછી એક આ જગતની પેદાયશો રચી તે માટે તે દાદારનો આભાર માનવાનાં એ જશનો છે.

પણ એ બેમાં મુખ્ય સબબ પેહેલો છે અને તેને આપણા સાહિત્યમાં ઘણી અગત આપી છે.

મીનોખેરદમાં ગાહમ્બાર કરવાનો સવાબ મોટો ગણ્યો છે. ત્યાં એ બાબે વર્ણન કરતાં પેહેલા સબબને વજન આપ્યું છે. ત્યાં કહે છે કે, જેમ દુનિયામાં અલબુર્જ પહાડને ઉત્પન્ન કરવો, ખોર્શેદ, ચંદ્ર અને બારે રાસીઓ બનાવવી, એ સઘળું ખેરદ (અક્કલ)ને લીધે છે, તેમ ગાહમ્બાર (ગાસાનબાર) ની ઉત્પન્તી પણ ખેરદનું પરીણામ છે; એટલે કે, જેમ જગતની યોજનામાં, સૂર્ય, ચંદ્ર, રાસીઓ વિગેરે અગત્યનો ભાગ લે છે, તેમ મોસમો પણ લે છે. જો મોસમો નહિ હોય તો જગતની

યોજના અને રચના સંપુર્ણ થાય નહિ. એ સબબે મોસમો માટે ખુદાતાલાની એહેસાનશનાસી કાજે એ અગતના અવસરો છે. ત્યારે ગાહમ્બાર પાળવો એટલે, તે દાદારે જે છ મોસમો બનાવી, તે માટે તેના તરફ એહેસાન જાહેર કરવું.

**ગાહમ્બારોમાં આપણે કેવી રીતે ભાગ લેવો**—ગાહમ્બારનાં આફ્રીનગાનમાં કહેછે કે એક જરથોશ્તીએ ગાહમ્બારમાં ભા ગ લેવા માટે, ગાહમ્બારનાં જશનમાં અને બીજી ક્રિયામાં, યાતો કોઇ ચીજો (in kind) મોકલવી અથવા કાંઇ પૈસા આપવા. જેઓથી તેમ પણ નહિ બને તેઓએ, ફકત ત્યાં જઇ તે દાદારની યાદ કરી તેની મ્યજદની ચાશ્ની કરવી.

**ગાહમ્બારના જશનોમાં ભાઇબંધી**—ગાહમ્બારનાં સામાન્ય જશનો અને ખાનામાં ભાઇબંધીની અને અરસપરસના ભાઇચારાના વધારાની પણ મતલબ રાખી છે. ગરીબો અને તવંગરો, સર્વએ એક રીતે હમાજોર કરવાના અથવા હમાજોર થવાનાં એ જશનો છે. આવા મેળાવડાઓમાં પોતાના વડાઓ સાથેનો ઘટતી છુટ સાથનો સંબંધ ઉતરતે દરજ્જેનાઓની રીતભાતોને સુધારે છે. એકમેક સાથનો નીકત સમાગમ, ચહડતાઓ માટે ધીક્કારને બદલે સામુ માન, અને પોતા માટે સ્વમાન ઉત્પન્ન કરે છે.

આપણા ગાહમ્બારનાં ખાણાની સામાન્ય ઉજાણીઓ (common feasts)એ આપણાં મનમાં અહુરમજ્દની સામાન્ય નિયામતોની બખ્શેશોના વિચારો ઉત્પન્ન કરવા જોઇએ. ગરીબ અને તવંગરનાં વગર તફાવતનાં સામાન્ય ખાનાઓએ, અહુરમજ્દની સામાન્ય બખ્શેશના વિચારો આપણાં મનમાં ઉતારવા જોઇએ. અહુરમજ્દની હવા, પાણી, આતશ, અને જમીનની નિયામતો આપણ સર્વ માટે સામાન્ય છે. એક પંકિતએ બેસી ખાધેલાં સામાન્ય સાદાં ખાનાએ આપણાં મનમાં આ વિચારો ઉત્પન્ન કરવા જોઈએ અને આપણને આ ભાન આપવું જોઇએ, કે ફકત તે ખાનાની મિજલસમાંજ નહિ, પણ તેની બહાર પણ, આપણી પોતપોતાની શકિત મુજબ, અહુરમજ્દની સામાન્ય નિયામતો, આપણી આજુબાજુ સર્વને સામાન્ય રીતે પોંહોચાડવાની આપણે કોશેસ કરવી જોઇએ. ચોખ્ખી સોજી હવા, ચોખ્ખું સ્વચ્છ પાણી, સફાઇ સુઘડાઇવાળી જગ્યા, પુરતી રોશની, એ નિયામતો દાદારે સર્વ માટે સરજી છે. માટે આપણાં સર્વ માણસ ભાઇબંધોને તે પુરતી મળે, તે માટે આપણ દરેકે આપણો હિસ્સો આપવો જોઇએ.

**નઓરોજ**—આપણાં જશનોમાં ઘણો જાણીતો અને માનીતો જશનનો દિવસ નઓરોજનો છે. નઓ-

રોજ એટલે વર્ષનો નવો દાહડો. વર્ષની શરૂઆતનો મુબારક દાહાડો તે નઓરોજ. આપણે કોઇક વખત પગ રસ્તે લાંબી મુસાફરી કર્યે છિએ ત્યારે માર્ગમાં એકેક મૈલને તફાવતે પથ્થરો ઉભા કીધેલા જોઇએ છિએ, જે ઉપર મૈલના આંકો માંડેલા હોય છે. તે દેખાડે છે કે જે ગામથી મુસાફરીએ નિકળ્યા ત્યાંથી આટલા મૈલ આપણે દૂર આવ્યા છિએ અને કોઇ ચોક્કસ જગ્યાએ જવા માટે હવે આટલા મૈલ બાકી રહ્યા છે. હવે આપણું નવું વર્ષ, સર્વ હદે નહિ, તોપણ કેટલીક હદે, મુસાફરીના માર્ગના એ મૈલ દેખાડનારા પથ્થર (mile stones) મિસાલે છે. આપણુ આપણા આખા ટોળાનાં નવાં વર્ષ માટે, નઓરોજ માટે, જે વિચાર કર્યે તે દરેકે પોતપોતાની સાલગીરેહને માટે, પોતપોતાનાં નવાં વર્ષ માટે પણ કરવાનો છે.

મુસાફરીમાં જેમ એકેક મૈલના પથ્થર પસાર થાય છે, તેમ આપણે વિચાર કર્યે છિએ કે આટલા મૈલ પસાર કર્યા. તેમ આપણે નવાં વર્ષને દાહાડે વિચાર કરવાનો છે કે જીંદગીમાંથી એક વર્ષ પસાર થયું, અને સામટાં આટલાં પસાર થયાં. એમ વિચાર કરી આપણે નોધલેવી જોઇએ કે, ગયાં વર્ષમાં આપણાંથી શું ભુડું ભલું થયું છે. જે ભુડું થયું હોય તે માટે પસ્તાવો કરી નવાં વર્ષમાં તેના બદલામાં ભલું કરવા માટે ચોક્સ મક્કમ

વિચાર કરવો જોઈએ. આપણી જીંદગીમાંથી એક વર્ષ તમામ થયું. માટે તે અરસામાં જે બન્યું હોય તે ઉપર શાંત વિચાર કરી નવાં વર્ષમાં ભલું કરવા માટે ઠેડાવ કરવો જોઇએ.

આપણુ સર્વએ નવાં વર્ષને દાહડે આપણી સ્થિતિ મુજબ, આપણી હાલત અને શકિત મુજબ, અહુરમજ઼્દ પાસે મોરાદો માગવી અને તે મોરાદો પાર પાડવા માટે કોશેશ કરવી. આપણુ સર્વએ આપણી મોરાદ માટે, આપણી મકદુર મુજબ, એક ઉમદા ખ્યાલ (High ideal) આપણાં મન સનમુખ રાખી તે ખ્યાલ પાર પાડવા માટે કોશેશ કરવી જોઇએ. તેવી કોશેશ માટે વર્ષના નવે દહાડે મનમાં મજબુત ઠેડાવ કરવો જોઇએ.

**જમશેદી નઓરોજ઼**—આપણામાં હાલ આપણું સાધારણ નવું વર્ષ ફ્રવર્દીન મહિનો ને અહુરમજ઼્દ રોજે પડેછે. તે જમશેદી નઓરોજ઼ને નામે જણાયલાં નવાં વર્ષથી છુટું પડયું છે. પણ અસલમાં જમશેદી નઓરોજ઼ તેજ નવાં વર્ષનો રોજ હતો. એ જમશેદી નઓરોજ઼ તે તા૦ ૨૧ મી માર્ચને દિને પડતો શુભ દિવસ છે, જ્યારે બાહરની મોસમ શરૂ થાય છે. એ કુલ કુદરતનો નઓરોજ઼ છે. શિયાળામાં જાણે કુલ

કુદરત સુસ્ત યા મરણતોલ હાલતમાં પડેલી, તે બાહા-રની મોસમ આવવાથી જાગૃત થાય છે. આપણે હાલ વર્ષ ૩૬૫) દાહાડાનું ગણ્યે છિએ. પણ ખરેખર તો તે ૩૬૫) દાહાડા અને ૬) કલાકનું (બરાબર બોલ્યે તો ૫ કલાક ૪૮ મીનીટ અને ૪૯ સેકંડનું) છે. એ ઉપલ્ગના ૬) કલાક દર ચાર વર્ષે ૨૪) કલાક યાને એક દિવસ જેટલા થાય છે. આપણાં ઇરાનનાં રાજ્યની પડતીના વખતમાં એ દર વર્ષે ૬) કલાકનો તફાવત નહિ લેવાવાથી વખતની ખોટ દર વર્ષે વધતી ગઈ અને તેથી આપણું નવું વર્ષ જમશેદી નઓરોજનાં કુદરતનાં નવાં વર્ષથી છુટું પડી ગયું.

એ બાહારની મોસમ સાથ શરૂ થતા કુદરતના નઓરોજને "જમશેદી નઓરોજ" કહેવાનો સબબ એક તવારીખી બનાવ ગણાય છે. પાદશાહ જમશેદ, જે ઘણા જુના વખતમાં ઇરાનનો નામીચો પાદશાહ થઇ ગયો હતો, તેણે પોતાના ઇરાનના મુલકને ઘણો આબાદ કીધો હતો. એમ આબાદ કરવા બાદ તેણે બાહારની મોસમથી શરૂ થતા નઓરોજને મોટા મહિમા સાથે પાળ્યો હતો. એટલા માટે તેના નામ ઉપરથી એ નઓરોજ "જમશેદી નઓરોજ" ને નામે જાણીતો થયો છે.

**મેહેરંગાનનુ જશન**—જેમ ફ્રૂર્વર્દીન મહિનો ને અહુરમજ્દ રોજે પડતું જમશેદી નઓરોજનું જશન બાહરની મોસમની શરૂઆત (Vernal equinox )નું જશન છે, તેમ તે દિવસ પછી બરાબર ૬ મહિને પડતું મેહરંગાંનનું જશન પાનખર રૂતુ (Autumnal equinox ) નું જશન છે. ગણત્રી પ્રમાણે એ જશનનો ખરો દિવસ મેહેર મહિનો અને અહુરમજ્દ રોજ છે, પણ આપણામાં જે મહિનો હોય તે મહિંનાનો રોજ જશનનો દિવસ ખાસ કરી ગણાય છે, તેથી એ જશન મેહરંગાનને નામે મેહેર મહિનો ને મેહેર રોજે પાળવામાં આવે છે.

જમશેદી નઓરોજની માફક આ મેહરંગાનનાં જશનને તવારીખના એક બનાવ સાથે સંબંધ છે, અને તે આ કે, એ દિવસે પાદશાહ ફ્રેરેદુને, જાલેમ જોહાક, જે પારકા દેશનો પાદશાહ હતો, તેને બંદ કરી, ઇરાંનને એક પારકા રાજાની જુલમગાર જુસરીમાંથી છોડવ્યું. તે બનાવની યાદમાં એ દિવસ તેણે એક ખાસ તહેવાર તરીકે પાળ્યો.

**તીરંગાનનું જશન**—આ જશન મોશમનું જશન છે, પણ આલબીરૂની પ્રમાણે તેને તવારીખના એક બનાવ સાથે પણ સંબંધ છે. મીનોચેહર અને અફ્રા-

સ્યાબ વચ્ચેની લઢાઈ બંધ પડી સુલેહ થઈ તે બનાવ-
નો આ જશન સાથ સંબંધ જોડાયો હતો.

**ખોર્દાદ સાલ**—આપણું જશનોમાં એક જાણીતાં જશનના દિવસ તરીકે ખોર્દાદ સાલનો દિવસ ગણાય છે. તે ફર્વર્દીન મહિનો અને ખોર્દાદ રોજે પડે છે. એ દિવસ "નઓરોજે ખાસ" એવે નામે પણ જણાયલો છે. ઇરાનની તવારીખમાં ઘણાક બનાવો એ દિવસે બનેલા જણાવવામાં આવે છે. એમાંના નીચલા મુખ્ય છે.

૧. પેહેલા ઇરાની પાદશાહ ગયોમર્દનો જન્મ.

૨. પેશદાદી વંશનો પાયો નાખનાર હોશંગનો જન્મ.

૩. દેવોને નામથી જણાયલા બુરા લોકો ઉપર પાદશાહ તેહમુરસ્પની ફતેહ.

૪. ફરેદુને પોતાના મુલકની પોતાના ત્રણ બેટાઓ સેલમ, તુર અને એરચ વચ્ચે વાંટણી કરવી.

૫. પાદશાહ કએખુસ્રુની તુરાંની અફ્રાસ્યાબ, કે જેણે તેના પિતા સીઆવક્ષને મારી નાખ્યો હતો, તેનાં ઉપર સેવટની ફતેહ અને તેનાથી અફ્રાસ્યાબનું માર્યા જવું.

૬. આપણા પેગામ્બર અશો જરથોશ્તનો જન્મ.

૭. પેગામ્બર જરથોશ્તે પોતાની દીનને પેહેલ વેહેલી જાહેર કરવી.

૮. શાહ ગુશ્તાસ્પે પેગામ્બર જરથોશ્તની દીન કબૂલ કરવી.

**પેગામ્બર જરથોશ્તનો દિસો**—ઉપર જણાવવા પ્રમાણે પેગામ્બર જરથોશ્તનો જન્મ દિવસ ફ્રવર્દીન મહિનો ને ખોર્દાદ રોજનો યાને ખોર્દાદ સાલનો ગણાયો છે. તેવણુનો મરણનો દિવસ, જે દિસાને કોમે જણાયલો છે, તે દેહ મહિનો ને ખોર્શેદ રોજે પડે છે. ડા. જોવેટ કહે છે તેમ, "કેટલાક અવસરો છે, ન જયારે મરનારની યાદ આપણને ચોક્કસ જોશ અને જમક સાથે આવે છે. એવા અવસરોને સઘળા ધર્મ-વાળાઓ યાદગાર ગણી પાળે છે. સઘળા માણસો કોઇ નહિ તો કોઇ એક માણસને પણ માયા અને વિળાપ સાથે યાદ કરે છે." આપણામાં એવા અવસરોમાં એક અવસર આપણા માહન પેગામ્બર જરથોશ્તનાં મરણનો ઉપલો દિવસ છે કે જે દિવસે તેવણુ ૭૭ વરસ અને ૪૦ દિવસની ઉમ્મરે હક થયા હતા.

આપણી બરહક દિન શિખાડનારા મહાન પેગામ્બરનાં મરણના દિવસે આપણને ઘણાક બરન રૂડ

વિચારો આવવા જોઇએ. તે બાબે એક આગલાં પુસ્તકમાં[1] જરા વિગતે આપણે વિચાર કર્યો છે પણ તે વિચારોને અહિં ટુકમાં યાદ કર્યે.

૧. પેગામ્બર જરથોશ્તની ભલી જીંદગી આપણુને જે પેહલો ધડો આપે છે તે આ કે, વૃદ્ધિ યાને વધારો, એ તેવણુનો અને તેવણુની દીનનો જાણે એક સુચક શબ્દ (Motto) છે. પોતાના જમાનામાં ફેલાયલા રેવાજો અને રૂઢીઓમાં એવણુે કાળ, સ્થળ અને સ્થિતિ પ્રમાણે ફેરફારો કરીને સુધારા યાને સારા ધારાઓ દાખલ કર્યા હતા. જયાં પણ ભુડું યા બુરૂં જોયું ત્યાંથી તે દૂર કરી તેની જગ્યામાં ભલું અને રૂડું દાખલ કર્યું.

૨. તેવણુની જીંદગી, તેવણુના દિસાને દિને, જે બીજો રૂડો બોધ આપે છે તે આ છે કે આ જીંદગીમાં સુખ અને દુઃખ ભેળાયલું છે. તેવણુ જેવા અહુરમઝ્દના સાચ્ચા પેગામ્બરની જીંદગી પણ હમેશાં કાંઇ ગુલાબનાં બીછાંનાં સમાન ન હતી. તેવ-ણુને ઘણીજ નિરાશા અને નાઉમેદી વચ્ચે કામ કરવું પડયું હતું. પણ તે સર્વ વચ્ચેથી તેવણુ ફતેહમંદ નિવડયા હતા. આપણે પણ ત્યારે તે ઉપરથી ધડો

---

(૧) "જરથોસ્તી ધર્મની તવારીખ" જરથોસ્તી ધર્મ શિક્ષણુ માળા, પુસ્તક બીજું પાના ૮૫ થી ૯૧.

લેવાનો છે કે જીંદગીની ટક્કરો અને લડતો સચ્ચાઇને ખાતર આપણે હિમ્મતથી લડવાની છે.

૩. તેવણની જીંદગી એ દિવસે ત્રીજો ધડો આ આપે છે કે ખરૂં સુખ ફરજ બજાવવામાં છે. ફરજ બજાવતાં આવી પડેલાં દુઃખો તેવણે ધીરજથી ખમ્યાં હતાં.

૪. ભલાં કામમાં ઉલટ એ એવણની જીંદગી ઉપરથી મળતો ચોથો ધડો છે. ભલું કામ કરતાં માર્ગમાં હાર મળે તો તેથી હટી નહિ જઇ તેવણ ઉલટથી પોતાનાં કામમાં મંડયા હતા અને સેવટે ફતેહને હાથ કીધી હતી.

૫. મોત અહુરમજ્દે સર્વ માટે સર્જેલું છે, એ તેવણની જીંદગીપરથી મળતો પાંચમો અગતનો ધડો છે. તેવણ જેવા મ્હાન પેગામ્બર, જેવણનાં જન્મથી કુલ કુદરત હસી હતી, જેવણે પોતાનાં ભલાં શિક્ષણથી જગતને હસતી કરી હતી, તેવણ જેવા સાહેબની જીંદગીનો પણ કુદરતે જ્યારે છેડો સરજેલો હતો, ત્યારે આપણ સર્વએ એક વખત મરનું છે, એમ આપણે સમજવું જોઇએ. મરણના વખત માટે આપણ સર્વએ તૈયાર રહેવાનું છે, એમ આપણ સર્વએ વિચારવાનું છે.

